# જય શ્રી

"ખેડા વર્તમાન"ની ભેટ.


લેખક:

જયંન્ત ન્યાલચંદ શાહ.





પ્રકાશક:

કાંન્તીલાલ મણિલાલ શેઠ.

તંત્રી. ખેડાવર્તમાન

ખેડા.

' ખેડા વર્તમાન ' ની સને ૧૯૪૨ ની એકાશીમા
વર્ષની ભેટ

# જયશ્રી

[સામાજિક નવલકથા.

લેખક
જયન્ત ન્યાલચંદ શાહ.

પ્રત ૧૫૦૦ પ્રથમાવૃત્તિ

પ્રગટ કરનાર
કાન્તિલાલ મણિલાલ શેઠ
તંત્રી : ' ખેડા વર્તમાન '
ખેડા.

કિંમત રૂા. ૧ાા દોઢ.

# બે બોલ.

શ્રી. જયંત શાહે રચેલી જયશ્રી નામની નવલકથાની પ્રસ્તાવના તો હું લખી શકું એમ નથી. મારી પ્રસ્તાવનાથી કોઈ પુસ્તકની પ્રતિષ્ઠામાં વધારો થાય એમ હું માનતો નથી. અને હવે મ્હેં એટલી પ્રસ્તાવનાઓ લખી છે કે કદાચ એથી પુસ્તકની પ્રતિષ્ઠા સામે સંશય આવીને ઉભો રહે એવી ભિતી છે. હું આશા રાખું છું કે થોડાં વર્ષ પ્રસ્તાવના લેખનમાંથી મ્હને યુવાન લેખકો મુક્ત રાખે.

આપણે ત્યાં લેખન વધતું જાય છે. ગુણભાર એટલો વધતો જતો ન હોય તો પણ એમાં એક પ્રકારની જાગૃતિ તો દેખાઇ જ આવે છે, અને એ જાગૃતિમાંથી ગુણના ઝરણ પણ ફુટી નીકળવાનાં છે. એ ઝરણ ધોધ બની જાય એવી આપણે સહુ આશા રાખીએ.

શ્રી. જયંત શાહ એક વ્યવસાયી જીવન ગાળનાર યુવાન છે. તેમને વાર્તાલેખનનો શોખ થાય એ સ્વાભાવિક છે. શોખ તો ઘણાને થતો હશે. પરંતુ બસો પાનની વાર્તા વ્યવસાય ભરેલા જીવનમાંથી સમય મેળવી ઘડી કાઢવી એ સાચા શોખનું સુચક છે. એ શોખ પુરો કરવો એ મહેનતનું કામ છે. સહુની અભિલાષા પૂર્ણ થઈ શકતી નથી. સાહિત્યમાં મહેનતની પણ જરૂર છે એમ હું માનું છું. ભાઇ જયંત શાહમાં તે શક્તિ હું જોઈ શકયો છું.

"જયશ્રી" એ સામાજીક વાર્તા છે. એના વિવેચનમાં હું ઉતરતો નથી. વર્તમાન જીવનની વ્યથાઓ કંઇક અતિશયોક્તિઓ સહ આ વાર્તામાં રજુ થાય છે. મધ્યમ વર્ગમાં આવી શકે અને લોકોનું મનરંજન કરે એવી આ વાર્તાની શરૂઆતથી ભાઈ શ્રી. જયંત શાહ હજી બીજાં અને આથી પણ ઉંચાં સાહિત્ય સર્જનો કરે એવી આશા રાખી તેમના સાહિત્ય કાર્યને હું સફળતા ઇચ્છું છું.

૨૮ મે ૧૯૪૧. રમણલાલ વ. દેસાઇ.

# પ્રકાશકનું પ્રાથમિક નિવેદન.

પ્રિય ગુણીજન વાંચકવર્ગ

" ખેડા વર્તમાન " ના ૮૧ મા વર્ષના ભેટ પુસ્તક તરીકે " **જયશ્રી** " નામક નવલકથાને ગુણજ્ઞ ગ્રાહકોના કરકમળમાં મૂકતાં આજે હું આનંદ અનુભવું છું. અને તે બદલ પ્રથમ પરમ-કૃપાળુ પરમાત્માનો જેટલો પણ આભાર માનું એટલો ઓછો છે.

ધાર્યા કરતાં " **જયશ્રી** " ને પ્રગટ કરતાં સહેજ વધુ વિલંબ થયો છે એ મારે ખુલ્લા દિલે કબુલ કરવું જ રહ્યું; પરંતુ, તે સાથે હું મારી વિષમ પરિસ્થિતિનો ખ્યાલ વાંચકગણ સમક્ષ રજુ કરૂં તો તે હું માનુ છું કે યોગ્ય જ લેખાશે.

" ખેડા વર્તમાન " આજે ત્રણ ત્રણ પેઢીથી અમારા કુટુંબમાં એકસરખી રીતે ભાગીદારીમાં નિયમિત પ્રગટ થતું આવે છે. ઈચ્છા અને અભિલાષા તો એ હતી કે આવી જ સંયુક્ત ભાગીદારી સદાકાળને માટે ચાલુ રહે. પરંતુ, કુદરતની અકળિત કળાનો પાર કોણ પામ્યું છે ! " **ઈશ્વર ઈચ્છા બળવસી** " પ્રમાણે કયાં પામર મનુષ્યની ઈચ્છા અને પ્રબળ ઈશ્વરેચ્છા !

કુદરતના એ નિયમે " ખેડા વર્તમાન " ને પણ અસર કરી

અને બે કુટુંબોમાં સંયુક્ત ભાગીદારીએ પ્રકાશન થતું "ખેડા વર્તમાન" એક જ કુટુંબમાં પ્રગટ થવા સર્જાયું હશે એટલે તેના સંચાલન વગેરેનો સર્વ બોજો મારા અને મારા કુટુંબ ઉપર આવી પડયો. મારા સ્વ૰ **પિતા મણિલાલ કહાનદાસ શેઠના** પરલોક ગમન પછી પત્ર સંચાલનનો સઘળો કાર્યભાર અને જુમ્મેદારી અમારા પૂજ્ય વડિલ કાકાશ્રી **સોમચંદ પાનાચંદ શેઠના** એકલે શિરે આવી પડી. તેમણે એ જોખમદારી પોતાની શારીરિક સંપત્તિ અસ્વસ્થ હોવા છતાં પણ સંપૂર્ણપણે અદા કરી, અને સાથોસાથ પત્ર સંચાલનનું સઘળું વહન તેમની સીધી દેખરેખ તળે મને સોંપવામાં આવ્યું એક તો વૃદ્ધાવસ્થા અને તેમાંયે આંખની ઝાંખ અને શારીરિક પ્રકૃતિ બિલ્કુલ નબળી એવા એવા કારણોએ તેઓ પત્રની ભાગીદારીમાંથી સ્વેચ્છાએ છુટા થયા. એટલે "ખેડા વર્તમાન"ની તમામ જોખમદારી અને પ્રકાશન વગેરે મારા શિરે લદાયાં.

એક તો માતા, પિતા અને લઘુબંધુના અવસાનનો શોક અને દુઃખ અને તે જ કારણસર આવી પડેલી વિષમ પરિસ્થિતિ તે સાથે પત્રની તમામ જુમ્મેદારી એ સઘળી બિના મારા જેવા ઉછરતા યુવાન અને અલ્પ અનુભવીને અકળામણ આપવા માટે બસ હતી. છતાં અડગ શ્રદ્ધાએ હિંમત રાખી "ખેડા વર્તમાન" નું સુકાન જે શુભ હેતુસર સમજીને મેં ગ્રહ્યું છે તે નેમને બર લાવવાના સઘળા પ્રયાસોમાં જ રાત્રિ દિવસ રચ્યાપચ્યા રહી મુશ્કેલીઓને હઠાવી આગળ ધપવાની એક માત્ર નેમનેજ મેં મારા જીવનમાં ગુંથી.

"ખેડા વર્તમાન" ના ગુણજ્ઞ ગ્રાહક સમુહને ભેટબુક આપવાના મક્કમ વિચારનો હું હોવાથી તે માટેની શકય તેટલી તજવીજમાં હું રોકાયો અને આશા નિરાશામાં થોડો સમય વ્યતીત પણ થઈ ગયો. છતાં હતાશ ન થતાં ગ્રાહકોની જીજ્ઞાસા વૃત્તિને સંતોષવા માટે કોઈ રસપ્રદ નવલકથા મેળવવાના પ્રયાસો મેં ચાલુ રાખ્યા.

ભેટબૂકના પ્રકાશનમાં મારી વિષમપરિસ્થિતિ સાથે આર્થિક પ્રશ્ન ખૂબ સંકળાએલો હતો તે સાથે અત્યારે ચાલી રહેલી યુરોપીય ભયંકર યાદવાસ્થળીમાં જ્યાં કાગળોના ભાવ નિરંકુશ જેવા થઈ ગયા છે. અને આવા કટોકટીના પ્રસંગે જ્યાં પત્રોના પ્રકાશનનું કદ ઘટવા પામ્યું છે, કોઈ કોઈ પત્રો તો બંધ પણ થયાં છે તેવા બારિક સમયે પત્રનું પ્રકાશન નિયમિત ચાલુ રાખવું અને તે ઉપરાંત ગ્રાહક વર્ગને સુંદર ભેટ આપવી એ બધી વિગતો આર્થિક સંકડામણને કેટલી અસર કરે છે તે તો પત્રના પ્રકાશકો તેમજ અનુભવીઓ જ જાણી શકે.

" ખેડા વર્તમાન " ની મ્હોતેરમા વર્ષની ભેટબૂક **" ખાપરા-કોડીઆનાં સાહસિક પરાક્રમો** આપતી વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે નજીકના ભવિષ્યમાં ભયંકર લડાઈ ફાટી નીકળશે અને તેની ઘણી મોટી અસર કાગળ ઉપર થશે. અને તેથી કરીનેજ ઉક્ત સચિત્ર દળદાર ભેટપુસ્તકને બે ભાગમાં પ્રગટ કરી બીજા વર્ષે બીજો ભાગ ભેટ પુસ્તક તરીકે આપવાનું વાસ્તવિક માનેલું નહિ.

૮૦ મા વર્ષની ભેટબૂક માટે તૈયારીઓ કરતા હતા પરંતુ મહાયુદ્ધ ફાટી નીકળવાના સબબે સાંપડેલા અસાધારણ સંજોગોને લઈ અમલમાં મૂકી શકયા નહોતા.

હું તો ઇચ્છું છું કે, " ખેડા વર્તમાન " ના ગ્રાહકોને પ્રતિ વર્ષ એક સુંદર ભેટબૂક આપું. અને ઇશ્વર ઇચ્છા તો બનતા સઘળા શક્ય ઉપાયોએ અવશ્ય તેમજ થશે

**ખાપરા-કોડીઆનાં સાહસિક પરાક્રમો** નામની ભેટબૂક જાહેર જનતા અને વાંચકોમાં ખૂબ ખૂબ વખણાઈ ચૂકી છે અને તેથી જ છેલ્લા બે વર્ષથી ગ્રાહક બંધુઓ તરફથી ભેટબૂકની સતત માગણી થયા કરતી હતી.

એક તો અમારી વિષમ પરિસ્થિતિ, બીજું લડાઈના અણધાર્યા પ્રસંગથી ઉભી થએલી કફોડી સ્થિતિ એ બે મુખ્ય બાબતોનો પ્રશ્ન

મને મુંઝવી રહ્યો હતો છતાં પત્રના શુભચિંતકો અને ગુણગ્રાહક બંધુઓની જીજ્ઞાસાવૃત્તિ સંતોષવા અનેક ભોગે પણ ૮૧ મા વર્ષની ભેટબૂક આપવા મેં નિર્ધાર કર્યો. અને આ બાબતમાં વડોદરાથી પ્રગટ થતા નવગુજરાતના માલિક અને તંત્રીશ્રી **ડૉ. ચીમનલાલ મગનલાલ શાહ** તથા **શ્રી "આબિર"** મહાશયે મુરબ્બી પણે મને જે સાથ અને સહકાર આપી મુશ્કેલીઓ હટાવવામાં કીમતી મદદ કરી છે તે ઉપકારને હું કેમ ભૂલી શકું ?

વળી **"જયશ્રી"** ના લેખક શ્રીમાન **જયન્ત ન્યાલચંદ શાહ**ની ખંત અને કાળજીભરી ચિવટ તેમજ અમારા તરફના તેમના અનુરાગ અને સાહિત્ય સેવા માટે હું તેમનો ઋણ સ્વીકાર કરૂં છું. ઉપરાંત વિદ્વાનવર્ય **શ્રી શાન્તિલાલ એસ. ઠાકર** કે જેઓ ખેડાની ઈ. એમ. હાઈસ્કૂલના હેડ માસ્તર છે તેઓશ્રીના "ખેડા વર્તમાન" તરફના સદ્‌ભાવ અને મમતા બદલ ઉપકાર માનવાની આ તકને હું જતી કરી શકતો નથી.

**"જયશ્રી"** ભેટપુસ્તક તરીકે આપવાની જાહેરાત કરી તે વખતે અત્યારની બેફામ મોંઘવારી નહોતી. અત્યારે તો કાગળોના ભાવમાં બેહદ ઉછાળો આવ્યો છે. છતાં ગ્રાહકોના સંતોષમાં મારો આનંદ અને સંતોષ છે એમ હું દૃઢપણે માનનારો હોઈ કોઈ પણ ભોગે ભેટબૂક આપવી એ મારા મક્કમ નિર્ધારે આજે તેનું અમલી સ્વરૂપ અપાયલું જોઈ અનહદ આનંદ અનુભવું છું.

આ તકે મારે **"જયશ્રી"** ના પ્રિન્ટિંગ માટે કામદાર વર્ગના ખંતભર્યા કામ બદલ તેમનો તેમજ બીજી જે જે રીતે જે સજ્જનોએ સલાહ અને સૂચનો આપ્યાં છે તે બદલ તેવા સદ્‌ગૃહસ્થોનો અને ધીરજ અને મમતા દર્શાવનાર ગ્રાહક બંધુઓનો આભાર માનવો જ રહ્યો.

છેવટ, હું મારા ગ્રાહક બંધુઓને, ગ્રાહકોને, સહાયકોને અને વિદ્યાપ્રેમી સંસ્થાઓના સંચાલકોને તેમ શુભચિંતક વડિલવર્ગને

એટલું વિનમ્રભાવે જણાવવાની રજા લઉં છું કે "ખેડા વર્તમાન" પ્રતિના તમો સઘળાના અપ્રતિમ અને અનન્ય સદ્દભાવ અને મમતાને લઇને જ આ ભેટબૂક પ્રસિદ્ધ કરવા હું શક્તિશાળી થયો છું. અને આ એક મુખ્ય કારણે મેં મારો પરિશ્રમ અને આર્થિક પ્રશ્ન લક્ષમાં લીધો નથી. અને ભવિષ્યમાં પણ આપ સઘળાઓનો આવો ઉચ્ચ કોટિનો સદભાવ અને મમતા "ખેડા વર્તમાન" પ્રતિ રહે અને અમો ઉત્તરોત્તર ગ્રાહકોને ભેટબૂક આપવા સાહસ ખેડીએ એ શુભ ભાવનાએ અત્રે વિરમું છું.

અંતમાં, હું ફરીથી ગ્રાહકો, શુભેચ્છકો વગેરેનો આભાર માની જણાવીશ કે જેવી રીતે "ખેડા વર્તમાન" ને તમોએ સદાસર્વદા તમારૂં પોતાનું ગણ્યું છે તેવી જ રીતે ભવિષ્યમાં પણ ગણશો અને મને ઉત્તેજશો એજ અભ્યર્થના.

પ્રભો ! સર્વનું કલ્યાણ કરો. અને મને શક્તિ તેમજ સામર્થ્ય અર્પણ કરો. અસ્તુ.

તા. ૧૦–૭–૪૧.

—પ્રકાશક.



રાવ સાહેબ મણિલાલ વરજીવનદાસ
પારેખ (નાગર)

# અર્પણ.

## રા. સા. મણિલાલ વરજીવનદાસ પરીખ (રાજા) ને

તેમની જાહેર સેવાઓની
કદરરૂપે માનપૂર્વક
અર્પણ.

—પ્રકાશક.

# રા. સા. મણિલાલ વરજીવનદાસ પરીખ (રાજા) નો ટુંક પરિચય.

રા. સા. મણિલાલ વરજીવનદાસ પરીખ ( રાજા ) નો જન્મ સંવત ૧૯૪૧ ના શ્રાવણ વદ નોમને રોજ દશાખડાયતા જ્ઞાતિમાં ખેડા મુકામે થયો હતો. તેમના પિતાનું નામ વરજીવનદાસ. તેમનાં માતાનું નામ જેઠીબા.

તેમનો અભ્યાસ જોઇએ તો માત્ર છ અંગ્રેજી ચોપડીઓ સુધીનો, પણ તેમને જન્મથી જ વારસામાં વ્યવહારદક્ષતા, ઉદ્યોગપરાયણતા અને કુનેહથી કામ લેવાની શક્તિ મળેલાં છે; અને તે ગુણો વડે જ તેઓએ પોતાના રંગાટી તથા શરાફી વેપારમાં પણ સારી સફળતા મેળવી છે તથા પ્રજાનાં તેમજ સરકારનાં પ્રેમ તથા માન સંપાદન કર્યાં છે. તેમના મળતાવડા સ્વભાવને લઇને તેઓ ખેડાના આબાલ-વૃદ્ધને સૌને પ્રિય થઈ પડયા છે, તથા બાળપણથી જ તેમની સાહજિક ઉદારતા તથા મદદ કરવાની વૃત્તિને લઇને તે "રાજા"નું વહાલસોયું તથા માનવાચક ઉપનામ પામ્યા છે. બીજાઓની સાથે હળીમળીને કામ લેવાની કુનેહથી જ તેઓ ખેડાની મ્યુનિસિપાલીટીમાં

તથા પ્રજાનાં બધાં જાહેર કામોમાં વિરોધને શમાવીને, અપમાનને ગળી જઇને, બીજાઓને મોટા કરીને અને તે રીતે પોતાના બનાવી લઇને, સફળતા પ્રાપ્ત કરી શક્યા છે.

ખેડા મ્યુનિસિપાલીટીમાં તેમણે સતત ૨૭ વર્ષ સુધી સેવા બજાવી છે, અને ૧૯૩૧ થી ૧૯૪૦ સુધી સતત તેના પ્રમુખ તરીકે કામ કર્યું છે. તાલુકા લોકલ બોર્ડમાં તેમણે પાંચ વર્ષ સેવા આપી છે. દુકાળ વખતે તેમણે અસહાય લોકોને દાણા પૂરા પાડવાના કામમાં ફાળો આપ્યો છે, અને સસ્તા અનાજની દુકાન ગામમાં ખોલવાની યોજનામાં સક્રિય કામ કર્યું છે. ખેડાના સુપ્રસિદ્ધ સોમનાથ મહાદેવના અન્નક્ષેત્રની સંસ્થામાં તેઓ સાધુસંન્યાસીઓ માટે ખાવાપીવાની વ્યવસ્થામાં ઘણાં વર્ષોથી ભાગ લેતા આવ્યા છે. ૧૯૨૭ના આફતરૂપ રેલસંકટ વખતે તેમણે ઘર વગરના તથા લુગડાં વગરના નિરાધાર લોકોને સહાય આપવાની વ્યવસ્થામાં હમદર્દીભર્યો ભાગ લીધો છે. ગામની ઈ. એમ. હાઈસ્કૂલની વ્યવસ્થાપક બોર્ડમાં તેમણે સભ્ય તરીકે લાંબા ગાળા સુધી કામ કર્યું છે, અને તે સંસ્થામાં બંધાયલા ડોકટર મરચંટ હોલનું ફંડ ઉઘરાવી, ત્રણ હજાર રૂપીયા એકઠા કરી, તે હોલ બંધાવવામાં તેમણે મહેનત ઉઠાવી છે. મેઈન સ્કૂલનું મકાન બાંધવામાં તેમણે સેવા આપેલી છે, તથા પ્લેગ વખતે પણ તેમણે લોકોને મદદ કરવામાં મહેનત લીધી છે. અત્રેના જિલ્લા નર્સિંગ એસોસિએશનમાં પણ તેમણે સેવા બજાવી છે. તે ફંડમાંથી હાલમાં ખેડાની સિવિલ હોસ્પીટલમાં એક બાઇને નર્સ તરીકે રાખવામાં આવે છે. વાત્રક નદીનો પૂલ બંધાયો તેમાં તથા ગામની પ્રોટેકશન કમિટિમાં પણ તેમણે સેવા અર્પેલી.

ગામની સંસ્કૃત પાઠશાળા નિભાવવામાં પણ તેમનો સારો એવો હાથ છે. રીલીફ કમિટિમાં તે સારું કામ બજાવી રહ્યા છે. નામદાર માજી શહેનશાહ પંચમ જ્યોર્જની યાદગીરીમાં ખેડા મ્યુનિસિપાલીટીના ગાર્ડનમાં નામદાર માજી શહેનશાહનું બાવલું મૂકવામાં પણ તેમણે

સેવા બજાવેલી. સીલ્વર જ્યુબીલી પ્રસંગે મ્યુનિસિપાલીટીના પ્રમુખ તરીકે તેમણે બોર્ડના મેમ્બરોનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. પ્રજાની અંદર અંદરની તકરારો સમયે તેમણે અનેકવાર લવાદ તરીકે સેવા કરી, અને તકરારોની સમજુત કરાવી આપી છે અને કજીઆ શમાવી ગામમાં શાન્તિ સ્થાપવામાં મદદ કરી છે.

ઉપરની અનેક જાહેર સેવાઓની કદર કરી નામદાર સરકારે તેમને ૧૯૩૯ ના જાન્યુઆરીમાં **રાવસાહેબ**નો ઇલ્કાબ આપ્યો ત્યારે ખેડા ગામના હિંદુ તથા મુસ્લીમ ભાઇઓએ તેમને અનેક માનપત્રો આપેલાં તે તેમની લોકપ્રિયતા બતાવી આપે છે. તે પ્રસંગે મ્યુનિસિપલ બોર્ડે, તેમની સેવાની કદર કરીને, તેમની યાદગીરી માટે મ્યુનિ૦ હોલમાં તેમનું ઓઇલ પેઇન્ટિંગ ખુલ્લું મૂક્યું, અને તેની ઉદ્‌ઘાટનક્રિયા નામદાર ગવર્નર સાહેબના એડવાઇઝર શ્રી. માદન સાહેબના હસ્તે કરવામાં આવેલી.

તે ઉપરાંત તેમણે અનેક ગરીબોને ખાનગી મદદ કરવામાં પણ તત્પરતા બતાવી છે, અને હજી પણ તે પ્રકારની સેવામાં તથા જાહેર કામમાં હરેક પ્રકારે મદદ કરવા તેઓ તૈયાર રહે છે. ધાર્મિક સંસ્થાઓને તથા કેળવણી સંસ્થાઓને પણ તેમની મદદ અનેકવિધ છે.

જિલ્લાના કાપડ એસોસિએશનના તે પ્રમુખ છે, અને તે સંસ્થા કાપડના વેપારનું તથા વેપારીઓનું હિત સાધવાનું કામ કરી રહી છે.

ઉપરની ટુંક રૂપરેખા ઉપરથી એટલું તો નિશ્ચિત છે કે રા. સા. રાજા ખેડા ગામના એક ખાનદાન, સારા, પ્રતિષ્ઠિત, સેવાભાવી નાગરિક છે તથા ગામના શણગારરૂપ છે. પ્રભુ તેમને દીર્ઘાયુષ તથા સુખસંપત્તિ બક્ષો. ખેડાની જનતાને તેમની સેવાનો લાભ લાંબો વખત મળતો રહે તેવી અંતમાં પ્રભુ પ્રત્યે અમે પ્રાર્થના કરીએ છીએ.

—પ્રકાશક.

# નિવેદન.

**મારા** જેવા એક સામાન્ય અને અજાણ્યા લેખકની કૃતિને સાહસ ખેડીને પણ ગુજરાતી વાચક આલમ સમક્ષ રજૂ કરવાની તક આપવા માટે ખેડા જિલ્લાના જુના અને જાણીતા વર્તમાનપત્ર "ખેડા વર્તમાન" નો હું અત્યંત ઋણી છું.

આ પુસ્તકની પ્રસિદ્ધિના મુળમાં "ખેડા વર્તમાન" ના માજી તંત્રી શ્રીયુત્ સોમચંદ પાનાચંદ શેઠે દાખવેલા ઉત્સાહની મારે આભારસહ નોંધ લેવી જોઈએ અને "ખેડા વર્તમાન" ના ઉત્તરાધી તંત્રી મહાશયો **શ્રીયુત્ કાન્તિલાલ મણિલાલ શેઠ** અને **શ્રીયુત્ બાબુભાઈ મણિલાલ શેઠે** "ખેડા વર્તમાન" ના માજી તંત્રીશ્રીએ બતાવેલા ઉત્સાહને વધુ વેગ આપી મારૂં આ પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ કરવાની તત્પરતા દર્શાવી છે તે બદલ હું તેઓ બન્નેનો હાર્દિક આભાર માનું છું.

અને અનેક કાર્યો અને રોકાણો છતાં ગુજરાતના જાણીતા સાક્ષર અને નવલકથાકાર શ્રીયુત્ રમણલાલ વસંતલાલ દેસાઈએ મારી આ પ્રથમ કૃતિ માટે બે બોલ લખી આપી મારી સાહિત્ય પ્રવૃત્તિને આશીર્વાદ આપી જે શુભેચ્છા વ્યક્ત કરી છે એને લાયક હું બનુ એવી પ્રભુને પ્રાર્થના કરૂં છું. વખતના અભાવે તેઓ "જયશ્રી" નું પૂર્ણ અવલોકન લઈ શક્યા નથી છતાં તેઓએ આશીર્વાદ દ્વારા મને આથી પણ ઉંચાં સાહિત્ય સર્જનો કરવા પ્રેરણા આપી છે; એ પ્રેરણા માટે તેઓનો હું ઋણી છું. હું એ ઋણ અદા કરી શકીશ ?

હવે વાર્તા સંબંધે. વાર્તા સંબંધે તો એટલું કહેવું બસ થશે કે સળંગ લાંબી વર્તા લખવાનો આ મારો પ્રથમ પ્રયાસ છે. આ શિવાય મારે માટે બીજી બે મર્યાદાઓ હતી. અને તે એ કે મારે ટુંક સમયમાં વાર્તા લખી આપવી. અને પ્રમાણમાં મારે ઘણા જ

ટુંક વખતમાં આ વાર્તા તૈયાર કરવી પડી છે. બીજી મર્યાદા પુસ્તકોનાં પાનાંની સંખ્યા અને મર્યાદા ધ્યાનમાં રાખીને જ મારે વાર્તાની વસ્તુસંકલના પુરી કરવી પડી છે. આ સંજોગો અને મર્યાદામાં તૈયાર થએલી " જયશ્રી " જેવી છે તેવા સ્વરૂપમાં વાચક વર્ગ સમક્ષ રજૂ કરૂં છું અને એના ગુણદોષ જોવાનું વાચકોને જ સોંપું છું.

વડોદરા, તા. ૨૯ મે, ૧૯૪૧.

જયન્ત એન. શાહ.

# અનુક્રમણિકા.



# પ્રકરણ ૧ લું.

## ભાડાનું મકાન

આજે રવિવાર હતો.

રમેશ અને કુમાર જે મકાનમાં ભાડે રહેતા હતા એ મકાનના માલિકે તેમને ઘર ખાલી કરાવવાની નોટીસ આપી દીધી હતી. મકાનમાલિકે કુમારને પોતાના મકાનમાં રહેવા સામે વાંધો લીધો ન હતો. પરંતુ રમેશની વર્તણુક મકાનમાલિકને અસહ્ય થઈ પડી હતી.

પાણી ભરવાને બ્હાને અને કપડાં ધોવાના બ્હાને રમેશ બીજા ભાડુતો અને પોતાને ત્રાસ આપતો હતો ત્યાં સુધી મકાનમાલિકે રમેશને વારંવાર ઠપકા આપી નભાવી લીધું. પણ જ્યારે રમેશે એક દિવસે એક ભાડુતની છોકરીની મશ્કરી કરી પોતાનું પણ ઠપકો આપવા જતાં અપમાન કર્યું ત્યારે મકાનમાલિકથી રમેશની વર્તણુક સહન થઈ શકી નહિ.

મકાનમાલિકે ઘર ખાલી કરાવતાં નોટીસ આપતાં કુમારને કહ્યું, "મી. કુમાર, તમારે માટે કોઈની બુમ નથી પણ તમારા મિત્રની વર્તણુક સારી જણાતી નથી. એટલેજ અમારે ન છુટકે તમને ઘર

ખાલી કરાવવું પડે છે. તમારે એકલાને રહેવું હોય તો અમને વાંધો નથી."

પણ કુમારને રમેશને છોડી એકલું રહેવું ઠીક ન લાગ્યું. રમેશની વર્તણૂક કુમારની જાણ બ્હાર નહોતી. તે તેનાં અયોગ્ય તોફાનો માટે મિત્રભાવે ઠપકો આપતાં અને તોફાન ન કરવા સમજાવતો. કુમારથી રમેશને વધુ કહી શકાતું નહોતું.

મકાનમાલિકે ઘર ખાલી કરવાની નોટીસ આપતાં બન્નેએ ઘર ખાલી કરવાનો નિર્ણય કર્યો. અને આજે તેઓ ભાડાના મકાનની શોધમાં નીકળ્યા હતા. શહેરની ગલી ગલી ખુંદી વળ્યા પણ મકાનનો પત્તો લાગતો નહોતો.

'મકાન ભાડે આપવાનું છે' એવાં પાટિયાં જોતાંજ તેઓ મકાનમાં દાખલ થતા પણ મકાનમાલિક તરફથી 'તમે પરણેલા છો ?' એવો પ્રથમ પ્રશ્ન પૂછાતાં અને તેનો જવાબ નકારમાં અપાતાં મકાનમાલિકો મકાન બતાવ્યાજ શિવાય ઘરના પગથિયામાંથી જ વિદાય આપતાં તેમની મુઝવણ વધી.

રમેશે તો પોતે પરણેલો છે અને લગ્ન હમણાંજ થયુ હોઈ પત્ની બે ત્રણ માસ પછી આવશે એવું કહીને પણ મકાન માલિકને છેતરવાની યુક્તિ કુમારને જણાવી પણ કુમારે એવું અસત્ય કહેવાની ના પાડી દીધી.

મકાનની શોધમાં સવારથી બપોર સુધીની એકધારી રખડપટ્ટીને અંતે પણ મકાન ભાડે ન મળતાં રમેશ કંટાળ્યો. નોકરી શોધતા ઉમેદવારને 'No vacancy' નું બોર્ડ વાંચતાં જેટલી નિરાશા થતી હશે તેથી વધુ નિરાશા મકાન ન મળતાં રમેશને થઈ.

રમેશે કંટાળાભર્યા અવાજે કહ્યું:

"હજુ તો આપણે ભણીએ છીએ અને ભાડાનું મકાન મેળવવામાંય મુશ્કેલી પડે છે તો ભણ્યા પછી નોકરી મેળવતાં તો કેટલીય મુશ્કેલીઓ આવશે ?"

" ગભરાઈ ગયો ?" કુમારે હસતાં હસતાં પૂછ્યું.

" ગભરાવાનો પ્રશ્ન જ નથી. મકાનમાલિકો તો એમજ સમજે છે કે મકાન ભાડે જોઈતું હોય તો પરણીનેજ આવવું."

રમેશને મકાનમાલિકની આ નીતિ સામે રોષ ચડયો.

" રમેશ, ઘર કોને ભાડે આપવું ને કોને ન આપવું એ મકાન માલિકની મરજીની વાત છે. વિદ્યાર્થીઓનો કડવો અનુભવ થયો હોય તો મકાનમાલિક આપણા જેવા કુંવારાઓને ઘર ન પણ આપે."

કુમારે મકાનમાલિકના દૃષ્ટિબિંદુનો બચાવ કર્યો.

" એટલે ત્હારૂં એમ કહેવું છે કે દરેક વિદ્યાર્થીએ ઘર ભાડે મેળવવા સારૂ પરણીને જ આવવું ? વિદ્યાર્થીઓ શહેરમાં સંસાર માંડવા નથી આવતા પણ અભ્યાસ કરવા આવે છે એ વાત મકાન માલિકે સમજવી જોઇએ."

રમેશે ચીડાઇને કુમારના દૃષ્ટિબિંદુનો જવાબ આપ્યો.

" મકાન માલિકને સમજાવવાનું કામ તારૂં નથી. એમને ઘેરેય છોકરાં છૈયાં હશે. ચાલ હવે છેલ્લો પ્રયાસ કરીએ."

કુમારે રમેશમાં ઉત્સાહ પ્રેર્યો.

રમેશ અને કુમાર મકાનની શોધમાં આગળ વધ્યા. ગલીકુંચીઓ વટાવતા આગળ ચાલવા માંડયું પણ હવે તો 'મકાન ભાડે આપવાનું છે' એવાં બોર્ડનાં દર્શન પણ દુર્લભ બન્યાં.

રમેશ આથી વધુ કંટાળવા લાગ્યો. કુમાર મુગું મુગું હસી રહ્યો હતો.

" તુંય જક્કી આદમી છે. આજે ને આજેજ ઘર શોધવું છે, ચાલ હવે પાછો, કાલે શોધીશું."

રમેશે મકાનની શોધ હાલ પડતી મુકવા કુમારને જણાવ્યું.

" અરે ! જો પેલું પાટિયું. જા. ચોક્કસ એ મકાન આપણને ભાડે મળશે."

'મકાન ભાડે આપવાનું છે' એવું ચીતરેલું પાટિયું બતાવતાં કુમારે આશાવાદી બનીને કહ્યું.

રમેશના પગમાં જોર આવ્યું અને કુમારની મજાક કરતાં કહ્યું: "શાબાશ કુમાર, આખરે કોલંબસે અમેરિકા શોધ્યો ખરો. પણ જોજે હવે ત્યાંથી પાછો ન પડું."

બન્ને તે મકાનમાં દાખલ થયા.

"આ મકાન ભાડે આપવાનું છે?" રમેશે ઘરમાં દાખલ થતાં મકાનમાલિકને પૂછ્યું.

મકાનમાલિકે તરતજ હા પાડી. આ વખતે આ પ્રથમજ મકાન માલિક તેમને એવા મળ્યા કે જેમણે 'તમે પરણેલા છો?' એવો પ્રશ્ન ન પૂછ્યો.

"ભાડું શું છે?" રમેશે પૂછ્યું.

"પણ અમે પરણેલા નથી." કુમારે ચોખવટ કરી.

કુમાર મકાનમાલિકને અંધારામાં રાખવા ઇચ્છતો નહોતો એટલે તેણે પ્રથમથીજ સ્પષ્ટતા કરી.

રમેશને કુમારની આ ચોખવટ જરાય ન ગમી.

"કંઈ વાંધો નહિ. ભાડું માસિક ફક્ત સાતજ રૂપિયા છે. અહીં ઘણાય વિદ્યાર્થીઓ રહી ગયા છે. વિદ્યાર્થીઓ માટે અમે ખાસ સગવડો રાખી છે. ટેબલ ખુરશીનાય પૈસા ખર્ચવા નહિ પડે. હીંચકો છે. બુકકેસ છે. તમારી બધીય સગવડ સચવાશે."

મકાનમાલિકના આ જવાબથી રમેશ ખુશ થયો. તેને લાગ્યું કે વિદ્યાર્થીઓની દાઝ જાણનાર ઉદાર આત્માઓ પણ શહેરોમાં વસે છે ખરા.

"તો આજથીજ ભાડું શરૂ. લો આ સાત રૂપિયા અગાઉથી." એમ કહી રમેશે માલિકના હાથમાં રકમ મૂકી.

"તો હું મકાન સાફ કરાવી આપું છું."

મકાનમાલિકે રૂપિયા ખખડાવતાં કહ્યું.

"અમે રાતના આવી જઈશું." રમેશે જણાવ્યું.

"ભલે" મકાન માલિકે કહ્યું.

રમેશ અને કુમાર દાદર ઉતરી નીચે આવ્યા અને ચાલવા માંડયું. ત્યાં તો પાછળથી કોઈ સ્ત્રી પોતાને બોલાવતી હોય એમ એમને લાગ્યું.

"એ ભાઇ, અહીં આવો." એક સ્ત્રીએ બુમ પાડી.

બન્ને જણ બુમ સાંભળી તે સ્ત્રીની પાસે ગયા.

"તમે પેલું ઘર ભાડે રાખ્યું?" તે સ્ત્રીએ પૂછ્યું.

કુમારને અજાયબી થઇ પણ રમેશે જવાબ આપ્યો, "હા."

"તમે શું કરો છો?" જવાબ સાંભળી તે સ્ત્રીએ આગળ પૂછ્યું.

"અભ્યાસ" રમેશે જણાવ્યું.

"તો તમે એ ઘર ભાડે રાખવામાં ભૂલ કરી."

પેલી સ્ત્રીના આ શબ્દો સાંભળી કુમાર ચમકયો.

"કેમ?" કુમારે જાણવા ઇચ્છયું.

"તમે જે ભાગ ભાડે રાખ્યો છે તેને નીચે મજલે જે સ્ત્રી રહે છે તે સારી ચાલની નથી. અમારે ને તમારે શું ઓળખાણ? પણ ભાઈ, તમે વિદ્યાર્થીઓ છો ને ફસાઈ ન જાઓ તે માટે કહું છું. કેટલાય વિદ્યાર્થીઓ એના રૂપમાં ફસાઈ પાયમાલ થયા." પેલી બાઇએ ચેતવણી આપી.

કુમાર ચોંકી ઉઠયો.

રમેશ અને કુમાર પેલી બાઇ તરફ જોઈ રહ્યા. રમેશે ચાલવા માંડયું એટલે કુમાર પણ તેને અનુસર્યો.

"કુમાર, હવે શો વિચાર છે? રમેશે પૂછ્યું.

"એજ મકાનમાં રહેવાનું.' કુમારે વિચાર કરીને જવાબ આપ્યો.

કુમારનો જવાબ સાંભળી રમેશ અંતરમાં ખુશ થયો. કુમારે ના કહી હોત તોપણ પોતે એકલાએ તે મકાનમાં રહેવા નિર્ણય કરી નાખ્યો હતો.

પેલી બાઈની ચેતવણી છતાં કુમાર અને રમેશ ભાડે રાખેલા મકાનમાં રહેવા આવી ગયા.

કુમાર અને રમેશ બન્ને મિત્રો હતા અને તે સાથે એકજ જ્ઞાતિના હતા. બન્ને કોલેજમાં સાથે ભણતા હતા. કુમાર સાદાઇમાં રહેતો; રમેશને ભભકાભેર રહેવું ગમતું. કુમારનો ખર્ચ મર્યાદિત હતો; રમેશને ખર્ચની મર્યાદા નહોતી. રમેશની આર્થિક સ્થિતિ કુમારની સ્થિતિ કરતાં પ્રમાણમાં ઘણી સારી હતી. પિતા ખર્ચની રકમ જોઇએ તે કરતાં વધારે મોકલતા છતાં તે રકમ પણ ખર્ચાઈ જતાં વાર ન લાગતી અને કોઈ કોઈ વખત રમેશને કુમાર પાસે પૈસાની યાચના કરવી પડતી

કુમાર પોતાની આર્થિક સ્થિતિ જાણતો હતો. વિધવા મા પ્રેમ-વશ થઈ વધારે રકમ મોકલતી પણ કુમાર એ રકમ વેડફી ન નાખતાં તે બચાવતો હતો અને જ્યારે રમેશ કુમાર પાસે પૈસા માગતો ત્યારે તે મિત્રપ્રેમને વશ થઇ જોઇતી રકમ આપતો. પરંતુ રમેશ ઉછીના લીધેલા પૈસા કોઈ વખત પુરેપુરા પાછા આપતો, કોઈ વખત ઓછા આપતો, તો કોઈ વખત ઉછીના પૈસા પાછા, આપ-વાનો વિવેક દર્શાવવાનું પણ ભુલી જતો. આ બાબતમાં કુમારની રમેશને ફરિયાદ ન હતી પરંતુ કુમાર તેને ચેતવતો કે અતિશય હદબહારનો ખર્ચ સારો નથી.

રમેશ કુમારની સુચનાને અવગણતો. તે કુમારને કહેતો, " વિદ્યાર્થી અવસ્થામાં જેટલી મોજ માણી તેટલી ખરી, પછીથી કંઇ મોજ ભોગવાય કે ન ભોગવાય. "

કુમાર તેને જવાબ આપતો, " જાત કમાઇના સુકા રોટલામાં જેટલી મીઠાશ છે એ પારકા પૈસાના ઉપભોગમાં નથી પછીથી તે પિતાના હોય કે અન્ય કોઈના. "

રમેશ આ સાંભળી તેને હસી કહાડતો. રમેશ કુમારને ગાંડો કહેતો.

મકાનમાં રહેવા આવ્યા પછી કુમાર પોતાના નીચે મજલે ભોંય

તળિયેના ભાગમાં રહેતી યુવતીની વર્તણુક ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો હતો. કોઈ કોઈ વખત બારીએ ઉભો રહી તે યુવતી બહાર ઓટલા પર બેઠેલી હોય તો તેના ચહેરાનું નિરીક્ષણ કરતો હતો. તે જાણવા માગતો હતો કે તે યુવતી એવી તે કેવી છે કે જેના રૂપમાં સો ફસાઈ જાય છે. પણ જાણી જોઇને બ્હાનું કાઢી તેની મુલાકાત લેવી કુમારને ઠીક ન લાગ્યું.

રમેશને તો તે યુવતી ગમી ગઈ હતી. રમેશના હૃદયમાં તેને જોઇને તોફાન શરૂ થયું હતું. કઈ રીતે એનો પરિચય સાધવો એ એનો અભ્યાસ થઈ પડયો. આટલા દિવસ આ મકાનમાં રહેવા આવે થયા છતાં કોઈ દિવસ તે યુવતીએ પોતાને કે કુમારને બોલાવ્યો નહોતો તેમ બોલવા પ્રયત્ન સરખો પણ કર્યો નહોતો. રમેશને પેલી સ્ત્રીએ આપેલી ચેતવણી અર્થહીન લાગી. ચોક્કસ તે સ્ત્રી આ મકાન-માલિકની ઈર્ષાળુ હોવી જોઇએ કે જેથી કોઇ તેનું મકાન ભાડે ન રાખે.

રમેશ તે યુવતીને ઝંખતો હતો; કુમાર તે યુવતીનું જીવન જાણવા ઈચ્છતો હતો.

તે યુવતી રમેશ અને કુમારની હીલચાલ ઝીણવટથી તપાસી રહી હતી. યુવતીને કુમાર માટે માનની અને રમેશ માટે રોષની લાગણી જન્મી હતી.

એક દિવસ વિદ્યાર્થી મિત્રમંડળના આશ્રય નીચે "પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર" એ વિશે યોજાયલી ચર્ચામાં ભાગ લઇને કુમાર અને રમેશ ઘેર પાછા ફર્યા.

કુમારે આવીને ચ્હા તૈયાર કરી.

કુમાર અને રમેશ ટેબલ પર ચ્હાના પ્યાલા મૂકી ટેબલ નજીક ખુરશીઓ નાખી બેઠા.

ચ્હા પીતાં પીતાં રમેશે કુમારને કહ્યું.

"ત્હેં પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટે ખુબ સુંદર વિવેચન કર્યું.

હવે તો તારે કોઈ પતિત સ્ત્રીનો ઉદ્ધાર કરી જાતેજ દાખલો બેસાડવો જોઇએ. બાકી વાણીપ્રવાહ વહેવડાવવો એ આજે એક ફેશન અને શોખની વસ્તુ થઈ પડી છે."

કુમારે તેનો જવાબ વાળ્યો.

"રમેશ, સ્ત્રીઓ કેમ, કયારે અને કયા સંજોગોમાં પતિત થાય છે, ભ્રષ્ટ થાય છે એ જાણ્યા શિવાય, જોયા શિવાય, સમજ્યા શિવાય દરેક પતિત સ્ત્રીનો ઉદ્ધાર એક સરખી રીતે થઇ શકે નહિ. સ્ત્રીઓના પતનમાં સમાજનો અને તેમાંય પુરૂષોનો મોટા ભાગે વાંક છે."

કુમારને સ્ત્રી જાતિ પ્રત્યે માન હતું. માતા તરીકે, બ્હેન તરીકે, પત્ની અને પુત્રી તરીકે સ્ત્રીનું માન દરેક પુરૂષે જાળવવું જોઇએ એવો તેનો પ્રમાણિક મત હતો.

કુમારનો જવાબ સાંભળી રમેશે તેની મજાક કરતાં કહ્યું:

"તું ય પુરૂષ છે ને!"

"હા. હું ય પુરૂષ છું અને પતિત સ્ત્રીઓ પ્રત્યે પણ મને સહાનુભુતિ છે."

કુમારે મજાકનો ગંભીરતાથી જવાબ આપ્યો.

"ઠીક. ચાલ હવે આજે તો ફિલ્મ જોવા આવીશ ને?"

રમેશે ચર્ચા સમેટી લેતાં વાત બદલી. શહેરના દરેક થીએટરમાં એકે એવી ફિલ્મ ખાલી નહિ ગઈ હોય કે જે રમેશે જોઈ નહિ હોય. એકે સારી ફિલ્મ એવી નહિ ગઇ હોય કે રમેશે ચારચાર અને પાંચપાંચ વાર જોઇ નહિ હોય.

ચિત્રપટની દુનિયાના જાણીતા અભિનેતાઓ અને અભિનેત્રીઓનાં નામ જો તેને ઉંઘમાં પણ પૂછવામાં આવે તો તે શ્લોકની માફક ફડફડાટ બોલી શકે એમ હતો.

કુમારની બીકે રમેશ જાણીતી અભિનેત્રીઓના ફોટા ઓરડીમાં ટીંગાવી શકતો નહિ. પરંતુ તેની બેગ તેવા ફોટાઓથી ભરપુર હતી.

તેના મનમાં થયા કરતું હતું કે આવી કોઈ અભિનેત્રી જેવી પત્ની મળે તો જીવનમાં સ્વર્ગ ઉતારી શકાય.

રમેશે પોતાની પત્ની કેવી હોવી જોઇએ એનું ચિત્ર મગજમાં દોરી રાખ્યું હતું.

રમેશના પ્રશ્નના જવાબમાં કુમારે ના પાડી.

કુમારને ફિલ્મ જોવા પ્રત્યે અણગમો નહોતો. તેનામાં પણ કલા દૃષ્ટિ હતી અને એ દૃષ્ટિએ તે પણ કેટલીક ફિલ્મ જોતો અને તેનું સુંદર વિવેચન પણ કરી શકતો.

ફ્રીલ્મ જોવાની બન્નેની દૃષ્ટિ નિરાળી હતી.

એક દિવસે કુમારે આતુરતાથી મકાનમાલિકને ભોંયતળિયે રહેતી સ્ત્રી વિશે પૂછ્યું.

પણ મકાનમાલિકે બેદરકારી બતાવી સામો પ્રશ્ન કર્યો,

" એનું તમારે શું કામ છે ? "

" એકજ મકાનમાં રહેતા પડોશીઓને તો ઓળખવા તો જોઇએને ? "

કુમારે પોતાનો પ્રશ્ન પૂછવાનો હેતુ જણાવ્યો.

ત્યારે મકાનમાલિકે જવાબમાં કુમારને શહેરનો પડોશી ધર્મ સમજાવ્યો કે, " શહેરમાં પડોશમાં કોણ રહે છે, શું કરે છે એની પૂછપરછ કરવાની હોય નહિ. સૌ પોતપોતાનું કામ સંભાળે. "

ને તે પછી મકાનમાલિકે કુમારને વડીલ તરીકે શીખામણ આપી કે, " આજે તો પૂછ્યું તો પૂછ્યું પણ હવેથી મને એ સ્ત્રી વિશે પૂછશો નહિ. તેમ તેની સાથે પરિચય સાધશો નહિ. જાઓ તમે તમારું કામ કરો. "

મકાનમાલિકની શીખામણ સાંભળી કુમારનું કૌતક વધ્યું. મકાન-માલિક પણ તે યુવતી વિશે શા માટે ચૂપકીદી સેવે છે ? જો એ સ્ત્રીનો પરિચય સાધવા જેવો ન હોય તો મકાનમાલિક એને શા માટે ઘરમાં રાખે છે ? કુમારથી આ કંઈ બરોબર સમજાયું નહિ.

કુમાર ઓરડીમાં આવીને વાંચવા બેઠો. પણ જ્યાં અડધોએક કલાક પણ નહિ થયો ત્યાં મકાનમાલિક કોઈ સ્ત્રી સાથે ઝગડતા હોય એમ લાગતાં કુમાર વાંચવાનું બંધ રાખી ઓરડીની બહાર નીકળ્યો.

નીચે રહેતી સ્ત્રીના ઘરમાં મોટેથી વાતચીત થતી હતી. કુમાર કાન માંડી તે વાતચીત સાંભળવા લાગ્યો કે રખેને તેમાંથી કંઈ જાણવાનું મળે.

"જયશ્રીબ્હેન, તમે જાણો છો કે જો હું તમને ઘર ખાલી કરાવું તો તમને બીજે કયાંય ઘર મળે એમ નથી. તમે જ કહ્યું હતું કે મકાનના ઉપરના બીજા મજલાનું ભાડું હું આપીશ. તો હવે તમે ભાડું આપવાની શા માટે ના પાડો છો?"

મકાનમાલિકના આ શબ્દો કુમારે સાંભળ્યા. કુમારને એટલી ખબર પડી કે તે સ્ત્રીનું નામ જયશ્રી છે અને આ વાતચીત મકાન-માલિક અને જયશ્રી વચ્ચે ચાલે છે.

જયશ્રી પોતાના મકાનમાં રહેતી હોવાથી એના ચારિત્ર્ય સંબંધમાં પોળના માણસોના અભિપ્રાયથી કોઈ સદગૃહસ્થ કુટુંબ પોતાના મકાનમાં રહેવા નહિ આવવાથી અને મકાન ભાડુત વગર કેટલાં વર્ષો ખાલી રહેતાં મકાનમાલિકે જયશ્રીને મકાન ખાલી કરવા જણાવ્યું હતું. જયશ્રી પોતાની સ્થિતિ જાણતી હોઈ પોતાને બીજે મકાન મળે એમ નહિ લાગવાથી મકાનમાલિકને એમના મકાનનો ભાગ ખાલી રહે તેનું ભાડું પોતે આપવા કબુલત આપી હતી.

"પણ હવે તો તમને ભાડુત મળી ગયું. એટલે એનું ભાડું હું નહિ આપું."

જયશ્રીએ ભાડુત આવતાં હવે વધારાનું ભાડું આપવાની ના પાડી.

"નહિ આપું તો કોણ તારો બાપ આપવાનો છે? જો મારા ઘરમાં રહેવું હોય તો એ વધારાનું ભાડું આપવું જ પડશે."

મકાનમાલિકે ધમકીભર્યા અવાજે તોછડાઈથી ચેતવણી આપી.

કુમારે જયશ્રીને અપાયલી આ ચેતવણી સાંભળી. કુમાર દાદર ઉતરી નીચે મકાનમાલિક પાસે આવીને ઉભો અને તેણે કહ્યું:

"જયશ્રીબ્હેન ખરૂં કહે છે. હવે તમે એમની પાસેથી વધુ ભાડુ ન લઈ શકો."

"તમને અહીં કોણે બોલાવ્યા છે? જાઓ તમારૂં કામ કરો"

મકાનમાલિકે લાલ આંખ કરી ત્યાંથી જવા જણાવ્યું.

પણ કુમારે ત્યાંથી ન ખસતાં કહ્યું, "પણ એક સ્ત્રીની અસહાયતાનો લાભ લેવો એ સારૂં ન કહેવાય."

"એ તમારી સગી લાગતી હોય તો તમે વધારાના પૈસા આપી દો, નકામો બકવાટ ન કરો."

"શેઠજી, વિચાર કરીને બોલો. ફરીથી કહું છું કે તમે એની અસહાયતાનો ગેરલાભ લઈ રહ્યા છો."

કુમારને મકાનમાલિકના ગુસ્સાની પરવાહ નહોતી.

"પણ આપ એની અસહાયતાનો લાભ ન લેશો હોં કે?"

મકાનમાલિકે જયશ્રી તરફ આંગળી ચીંધી કુમારની મજાક કરી.

"આપ વધુ પડતી વાત કરો છો?" કુમાર સહેજ ગરમ થયો.

"ભાઈ, આપ જાઓ."

કુમારને ગુસ્સામાં આવતાં જોઈ જયશ્રીએ કુમારને પાછા જવા કહ્યું.

"હું પણ જાઉં છું, ફરીથી હિસાબ સમજીશું."

એમ કહી મકાનમાલિક પણ કુમારની સાથે ઉપર ગયા.

જયશ્રીને જોઈ એના ચારિત્ર્ય સંબંધી સાંભળ્યું તો ખુદ જયશ્રીને કેમ ન જાણવી? તેને કેમ ન સમજવી જોઇએ? એવો વિચાર કુમારના મગજમાં આવ્યો અને તેની સાથે પરિચય સાધવો કે નહિ એની ભાંજગડમાં પડયો.

"કેમ શા વિચારમાં છે?"

રમેશે બહારથી આવતાં ઓરડીમાં પગ મૂકતાં કુમારને વિચારમાં ડૂબેલો જોઈ પૂછયું.

"કંઈ નહિ" એમ કહી સવારનો બનેલો બનાવ કુમારે રમેશને કહી સંભળાવ્યો.

"એમ!" રમેશે આશ્ચર્ય વ્યક્ત કરતાં કપડાં કાઢયાં.

## પ્રકરણ ૨ જું.

### જયશ્રી

નાતાલની રજાઓ હતી. કુમાર રજાના દિવસોમાં ઘેર ગયો. રમેશ વાંચવાના બ્હાને વતનમાં ન ગયો. કુમારની આ ગેરહાજરી રમેશને ગમી. રમેશે ધાર્યું કે કુમારની ગેરહાજરીમાં જયશ્રી સાથેનો પરિચય સધાશે અને પોતાની ઇચ્છા બળ આવશે. હવે રમેશ જયશ્રી સાથે પરિચય કેમ શરૂ કરવો એનો ઉંડો વિચાર કરવા લાગ્યો. જાતે થઇને જયશ્રીની સાથે વાત કરવાની રમેશની હિંમત નહોતી. વખત છે ને જયશ્રી કંઈ પોતાનું અપમાન કરી બેસે.

પણ એક દિવસ રમેશ જ્યારે રાતના ફરીને પાછો આવતો હતો ત્યારે દાદર ચડતાં જ પાછળથી અવાજ સંભળાયો, "આવો."

રમેશે જયશ્રીનો અવાજ પારખ્યો અને જવાબમાં તે દાદર પાછો ઉતરી જયશ્રી સાથે એની ઓરડીમાં ગયો.

"બેસો પલંગ પર." જયશ્રીએ સ્વાગત કર્યું.

અને જયશ્રી પણ એની સાથે પલંગ પર બેઠી.

"આપનું નામ?" જયશ્રીએ પૂછ્યું.

" રમેશ. આપનું નામ જયશ્રી બ્હેનને ? રમેશે સામું નામ પૂછ્યું.

" હા."

એમ કહી જયશ્રી પલંગ પરથી ઉઠીને આરામ ખુરશીમાં બેઠી.

" આપ મને કેવી ધારો છો ?"

જયશ્રીએ ખુરશીમાં ઝોલા ખાતાં પૂછ્યું.

રમેશ ઘડીભર તો આ પ્રશ્ન સાંભળી મુંઝાયો. શો જવાબ આપવો તેની સમજ પડી નહિ. પણ કંઈક યાદ આવતાં તેણે કહ્યું:

" ધારવા બારવાનો પ્રશ્ન બાજુએ મુકો...પણ આપ સુંદર તો જરૂર છો."

" હું સુંદર છું ?"

જયશ્રીએ પોતાનું સૌંદર્ય હજુય ટકી રહ્યું છે કે કેમ તેની ખાત્રી કરવા સામે ટીંગાવેલા મોટા અરીસામાં પોતાનું મુખ જોયું.

જયશ્રીએ રમેશની મજાક કરતાં કહ્યું, " આપ પણ ક્યાં ઓછા સુંદર છો ? પરણેલા જ હશો ! આપના જેવા સુંદર છોકરા કંઈ કુંવારા ઓછા રહી જાય ?"

" હું પરણેલો નથી." રમેશે સ્પષ્ટતા કરી.

" તો મારી સાથે લગ્ન કરશો ?" જયશ્રી રમેશની કસોટી કરી રહી હતી.

જયશ્રીના આ પ્રશ્નથી વળી પાછી રમેશની મુંઝવણ વધી પણ એક સ્ત્રી આગળ આવી મુંઝવણ વ્યક્ત કરવામાં તેને પોતાની હાર લાગી. તેણે વિચારીને જવાબ આપ્યો, " લગ્ન તો ન કરી શકું પણ–"

" પણ ? પણ સમજી." જયશ્રીએ કૃત્રિમ ગુસ્સો દર્શાવ્યો.

રમેશ વીલાઈ ગયો. તેને વીલાતો જોઈ જયશ્રી હસી પડી.

જયશ્રી ખુરશીમાંથી ઉભી થઈ રમેશની નજીક આવી અને એના બન્ને હાથ પકડી તેણે કહ્યું, " આપ પ્રેમ શું એ ચીજ જાણો છો ?"

અને જ્યાં જયશ્રીના પ્રશ્નનો વ્યવહારૂ જવાબ આપવા રમેશ

જયશ્રીને ચુંબન કરવા જાય છે ત્યાં તો જયશ્રીએ રમેશના હાથ છોડી દઈ તેને ધક્કો માર્યો.

રમેશ હેબતાઈ ગયો અને જવા માંડયું.

"બધાય પુરૂષો આવા હશે ?" જયશ્રી બબડી.

જતાં જતાં રમેશના કાને જયશ્રીના ઉપલા શબ્દો પડયા.

રમેશ—અપમાનિત રમેશ જયશ્રીના ઘરમાંથી નીકળી પગ પછાડતો ઉપર ગયો. એક સ્ત્રીના હાથે થયેલું અપમાન તેને અસહ્ય લાગ્યું. પેલી બાઈ કહેતી હતી તેના કરતાં જયશ્રી રમેશને જુદી લાગી. જયશ્રી પોતાની ઈચ્છા પુરી કરશે એવી આશાથી જયશ્રીએ બોલાવતાં તે જયશ્રીની ઓરડીમાં ગયો હતો. પરંતુ જયશ્રીએ પોતાનું અપમાન કરતાં તેનું હૃદય જયશ્રી પ્રત્યે વેર લેવા તલસ્યું.

જયશ્રીની કસોટીમાંથી કુમાર કેવી રીતે પસાર થાય છે તે જોવાની ઈચ્છાથી નાતાલની રજાઓ બાદ કુમારને પણ અનુભવ કરાવવાનું રમેશે નક્કી કર્યું.

અંધકારના ઓળા ધીમે ધીમે પૃથ્વી પર પથરાતા હતા. જયશ્રી નીચે ઓટલા પર તેના નિત્યક્રમ પ્રમાણે બેઠી હતી. તે ઉંડા વિચારમાં હોય એમ લાગતું હતું. રમેશે આ જોયું.

"કુમાર, ફરવા આવે છે ?" રમેશે પૂછયું.

"ના. તું જા" એમ કહી કુમારે બત્તી સળગાવી.

રમેશ કપડાં પહેરી નીચે ઉતર્યો.

થોડી વારમાં રમેશ પાછો આવ્યો.

રમેશને પાછો આવેલો જોઈ કુમારે પાછા આવવાનું કારણ પૂછ્યું.

"જયશ્રીબ્હેન, તને યાદ કરે છે. હું તો ફરવા જાઉં છું. તું જજે."

સંદેશો કહી રમેશ ફરવા ચાલ્યો ગયો.

જયશ્રી મને બોલાવે છે ? કુમારને સ્હેજ નવાઈ લાગી.

જયશ્રીને જાણુવાની તીવ્ર ઈચ્છાથી કુમાર તેડુ આવતાં જયશ્રી પાસે ગયો.

"કેમ બોલાવ્યો જયશ્રીબ્હેન ?"

કુમારે આવીને કારણુ પૂછ્યું.

જયશ્રીને પણુ નવાઈ લાગી. પોતે જાતે થઇને કુમારને બોલાવ્યો નહોતો. રમેશ કરતાં પણુ કુમાર વધુ નફ્ટ હશે એમ એને લાગ્યું.

જયશ્રીએ પોતાના આશ્ચર્યને દબાવી કુમારને આવકાર આપ્યો.

"હં. જરા કામ છે. અંદર આવોને."

જયશ્રી સાથે કુમાર અંદર ગયો.

"બેસો પલંગ પર." જયશ્રીએ મહેમાન માટેનું આસન બતાવતાં કહ્યું.

જયશ્રી ઉભી રહી.

કુમાર બીતો બીતો પલંગ પર બેઠો.

કુમારે ઓરડીનું નિરીક્ષણુ કરવા માંડયું. ઓરડી પ્રમાણુમાં નાની છતાં ગોઠવણી સુંદર હતી. જુદી જુદી જાતના અરીસાઓ અને ચિત્રોથી ઓરડી કલાત્મક રીતે શણુગારેલી હતી. આ નાની ઓરડીમાં સુખ વૈભવનાં પુરતાં સાધન હતાં.

કુમારને ઓરડીનું નિરીક્ષણુ કરતાં જોઇ જયશ્રીએ પૂછ્યું, "હું સુખી છું ને ? આ નાનોસરખો વૈભવ એની સાક્ષી પુરે છે. કેમ ખરૂં ને ?"

"આપ દુઃખી હો એમ માનવાને મને કારણુ નથી."

કુમારે વિચાર કરી જવાબ આપ્યો.

"ઠીક. આપ મને કેવી ધારો છો ?" જયશ્રીએ કુમાર સાથે પલંગ પર બેસતાં બીજો પ્રશ્ન પૂછ્યો.

જયશ્રીએ પલંગ પર પોતાની સાથે બેઠક લેતાં કુમાર ત્યાંથી ઉઠીને પાસેની ખુરશીમાં બેઠો.

કુમારે પોતાના પ્રશ્નનો જવાબ ન આપતાં જયશ્રીએ આગળ

વાત શરૂ કરતાં પૂછ્યું, " આપનું નામ કુમાર ને આપની સાથે રહે છે એ કોણ છે ? "

" હા. મારૂં નામ કુમાર. મારી સાથે રહે છે એ મારો મિત્ર રમેશ. " કુમારે પરિચય આપ્યો.

" રમેશ કેવા છે ? " જયશ્રીએ ઝીણી આંખે પૂછ્યું.

" મતલબ ? "

કુમાર સાવધ બન્યો.

" ખાસ કંઈ નહિ. આપ પરણેલા છો ? "

જયશ્રી પલંગ પરથી ઉઠી કુમારની ખુરશી નજીક આવી ઉભી.

" ના. પણ..." કુમાર અટક્યો.

" હં પણ આપ વિવાહિત છો. ખરૂં કહું છું ને ? " જયશ્રીએ મુખ મલકાવીને વાક્ય પુરૂં કર્યું.

" હા. "

" આપ પુરૂષ છો ? "

જયશ્રીએ વિચિત્ર પ્રશ્ન પૂછતાં કુમાર ગુંચવાયો. કુમારને જયશ્રી વિચિત્ર લાગી.

" આપનો શું ખ્યાલ છે ? " કુમારે સામો પ્રશ્ન રજૂ કર્યો.

" ઠીક. ચ્હા લેશો ? " જયશ્રીએ મહેમાનનો ભાવ પૂછ્યો.

" ના. "

" દુધ ? "

" જરૂર નથી. "

" આ પપૈયું તો જરૂર ખાશો જ " જયશ્રીએ આગ્રહ કર્યો.

" મને ભૂખ જ નથી. " કુમારે જણાવ્યું.

" ભૂખ નથી ? કશુંય સ્વાગત નહિ સ્વીકારો ? " જયશ્રીએ નેત્રબાણ ફેંક્યું.

કુમાર ખબરદાર બન્યો ન બન્યો ત્યાં તો જયશ્રીએ ખુરશીની તદન પાસે જઈ કુમારના ખભા પર આળસ મરડ્યું.

કુમાર એકદમ ઉભો થઇ ગયો અને ચાલવા માંડયું.

" હું ગાઈ પણ શકું છું." જયશ્રીએ કુમારને જતાં રોકીને કહ્યું.

" સારી વાત છે. " જયશ્રીની આવી ચેષ્ટાઓથી કુમાર અક-ળાઈ ગયો.

પણ જયશ્રી બારણાં વાસીને કુમાર પાસે આવી અને કહ્યુંઃ

" આપ ખુબ સુંદર છો. "

" હોઈશ. "

" આપ બહુ લહેરી આદમી છો. "

" બનવાજોગ છે. "

" આપ કોઈપણ સુંદર સ્ત્રીને ગમે એવા છો. "

" એ મારી કમનશીબી છે. "

કુમાર હવે પુરેપુરો ખીજવાઈ ગયો હતો.

" બોલો આપ મને હવે કેવી ધારો છો ? "

જયશ્રીએ ફરી પ્રશ્ન ફરી પૂછયો.

" નફ્ટ. "

" એ શબ્દો પાછા ખેંચી લો "

" વધુ નફટાઈ ન કરો. "

" નફટાઈ ? " જયશ્રી હસી..

" હં " એમ કહી જયશ્રીએ મુલાકાતની યાદગીરીમાં કંઈક આપવા માગણી કરી.

" અને ન આપું તો ? " કુમાર જયશ્રીની દાનત જાણવા માગતો હતો.

" તો તો આપનો ફજેતો કરી મુકું." જયશ્રીએ ધમકી આપી.

" સ્ત્રી જાતિની બેશરમીની કંઈ હદ હશે ? "

" આ શબ્દો પણ પાછા ખેંચી લો. "

" તમે બેશરમ જ છો. "

" ભૂલ ખાવ છો. "

" જરાય નહિ."

" પસ્તાશો ?"

" પસ્તાવા જેવું કંઈ જ કર્યું નથી."

" એમ ?"

" હા"

" તો આવો તમને 'પુરૂષ' બતાવું."

જયશ્રીએ બારણાં ખોલી નાખ્યાં. કુમારે રાહત અનુભવી. અને ગભરામણથી છૂટેલો પસીનો રૂમાલ વડે લુંછી નાખ્યો.

કુમાર આમંત્રણ વગર આવતાં તેને માટે ઘડીભર જયશ્રીએ જે અભિપ્રાય બાંધ્યો હતો તે અભિપ્રાય ખોટો હતો એમ જયશ્રીને ખાત્રી થઇ.

જયશ્રીએ એક નાની બેગ ખોલી. એમાંથી તે એક ફોટો કાઢી લાવી. કુમારને પૂછયું, " આપ પુરૂષ છો ?"

" હા"

" આ પણ પુરૂષ છે" જયશ્રીએ એમ કહી ફોટો બતાવ્યો.

જયશ્રીએ ફોટો બતાવી કહ્યું, " એ મારા પતિ......આપ હવે જઈ શકો છો."

જયશ્રીએ તે પછી ફોટો પાછો પેટીમાં મૂકી દીધો.

કુમારની ગભરામણ હવે દૂર થઈ હતી. જે જાણવાની ઈચ્છા હતી તે હવે જાણવા મળશે એમ વિચારી કુમાર ન ઉઠયો. હવે તેને જયશ્રીમાં પાછો રસ જાગ્યો.

" આપના પતિ ?" કુમારે અધુરો પ્રશ્ન પૂછયો.

" મારા પતિ ? એ જીવે છે. પૈસાના લોભી મારા પતિ કલકત્તામાં એક શ્રીમંતની એકની એક છોકરીને પરણી બેઠા છે અને ઘરજમાઈ બન્યા છે." જયશ્રીએ પતિની ઓળખાણ આપી.

" એ ઘણું જ ખરાબ કહેવાય. આપના ગુજરાનનું શું ?"

કુમારે વધુ માહિતી મેળવવાના ઉદ્દેશથી પૂછયું.

" એ જાણવું હજુંય બાકી રહ્યું ?"

" નહિ. સ્હેજ જાણવા ખાતર."

કુમારને જયશ્રી વિશે કોઈ ખોટી કલ્પના કરવા કરતાં સ્પષ્ટ માહિતી મેળવી નિર્ણય બાંધવામાં ડહાપણ જણાયું.

"જાણવું જ છે ?" જયશ્રીએ પૂછ્યું.

"આપને વાંધો ન હોય તો." કુમારે કહ્યું.

"તો સાંભળો" એમ કહી જયશ્રીએ જણાવ્યું, "મારા પતિનું નામ કૃષ્ણલાલ. તે મને ત્યજી શ્રીમંત કન્યાને પરણ્યા. મ્હેં મારા પતિને ફરી લગ્ન ન કરવા સમજાવ્યા, પણ કેવળ પૈસાની ખાતર-ધનના લોભમાં મારી સમજાવટ, મારી અશ્રુભરી વીનંતીઓ નિષ્ફળ ગઈ અને તે ફરી પરણ્યા જ. આર્ય મહિલા-આર્ય પત્નીની ફરજોનું મને ભાન છે. મને કૃષ્ણલાલ છોડી ગયા પછી જે સાધન હતું એનાથી ત્રણેક વર્ષ પસાર કર્યાં. વીસમી સદીના વિલાસી વાતાવરણમાં ભરયૌવનમાં મ્હેં મારૂં શિયળ જાળવ્યું. પ્રણય ભુખને મ્હેં મારી નાખી પણ પેટનો ખાડો ભરવાની ચિંતા વધવા લાગી. નોકરીની શોધ કરતાં શેઠ વનમાલીદાસને ત્યાં મને ગૃહશિક્ષિકા તરીકે નોકરી મળી ગઈ. શેઠનાં નાનાં બાળકોની સંભાળ રાખવાનું તથા તેમને કેળવણી આપવાનું કામ મને સોંપાયું. નોકરી બજાવતાં દિવસો અને મહિના પસાર થયા. પણ એક દિવસે શેઠના યુવાન પુત્ર પ્રબોધકુમારે એકાંતનો લાભ લઇ મારી પ્રણયભુખ ઉઘાડી મારી યુવાની લુંટી. કૃષ્ણલાલ મને છોડી ગયા ત્યારથી જ પુરૂષો પ્રત્યે મને રોષ ચઢયો હતો પણ જ્યારથી પ્રબોધે મને ભ્રષ્ટ કરી ત્યારથી મારામાં પુરૂષજાતિ પ્રત્યે વેર લેવાની ભાવના હૃદયના ઉંડાણમાં જાગૃત થઈ. ત્યારથી જ-યુવાની વેચી શકાય છે એવુ ભાન પ્રબોધકુમારે મને કરાવ્યા પછી મ્હેં મારી યુવાનીનું વેચાણ શરૂ કર્યું. પુરૂષોને આકર્ષવા, મોહજાળમાં ફસાવવા, પૈસેટકે હાલહવાલ કરવા અને પછી તેમને લાત મારો તેમની અતૃપ્ત વાસનાઓ પ્રત્યે બેપરવાઈ દાખવી પુરૂષજાતિ પ્રત્યે વેર લેવાનો મારો કાર્યક્રમ થઈ પડયો છે. પુરૂષજાતિ પ્રત્યે વેર લેવામાં જ મારા જીવનનો આનંદ છે."

જયશ્રીએ પોતાના હૃદયમાં સળગતી આગ કુમાર આગળ ઠાલવી. કુમાર એથી દાઝયો.

"પુરૂષજાતિ પ્રત્યે વેર લેવું હોય તો હું ય પુરૂષ છું. જયશ્રી, મારી સામે પણ વેરનો બદલો—"

કુમારને આગળ બોલતાં અટકાવી જયશ્રીએ કહ્યું, "નહિ કુમાર, તને જોઇને—"

જયશ્રીથી આગળ વધુ ન બોલાયું.

"હા–હા. મને જોઇને શું થાય છે? પુરૂષજાતિ પ્રત્યે જ વેર લેવું હોય તો હું ય એમની જ્ઞાતિનો જ છું."

કુમાર જયશ્રીને તેનું ભાન ઠેકાણે લાવવા પ્રયત્ન કરતો હતો.

"કુમાર, તને જોઇને મારો ભાઈ યાદ આવે છે. એ જીવતો હોત તો તારા જેવો અને જેટલો જ હોત."

જયશ્રીને મૃત ભાઈની યાદ આવી.

"પણ હું ક્યાં તારો ભાઇ છું?"

"પતિત બ્હેનનો ભાઇ બનતાં લજવાય છે કુમાર? કુમાર, બ્હેન ભાઇ પ્રત્યે વેર ન લઈ શકે. ભાડાની ભાંજગડ વખતે મ્હેં તને બરાબર જોયો ત્યારથી જ તું મને જુદો પુરૂષ લાગ્યો હતો—ને? ને જો આજ કદાચ તું મારી મોહજાળમાં ફસાવા જાત તો હું તને તેમ કરતાં અટકાવત."

જયશ્રીના દીલમાં કુમાર માટે આદરમાન ઉપજ્યું હતું.

"કારણ?" કુમારે પૂછ્યું.

"કારણ? કારણ અંતરનો અવાજ. તને જોયો ત્યારથી જ મારૂં હૃદય પોકારી ઉઠયું હતું કે આ પુરૂષ જુદી જ કોટીનો છે. બધાય પુરૂષો પ્રત્યે વેર લેજે પણ આ પુરૂષ પ્રત્યે વેર ન લઈશ."

જયશ્રીએ કુમારને કેમ અપવાદ ગણ્યો તેનું કારણ બતાવ્યું.

"બ્હેન, ભાઈનું કહ્યું માનીશ? તારો ભાઈ થતાં મને શરમ નહિ આવે."

કુમારે જયશ્રીનો બ્હેન તરીકે સ્વીકાર કર્યો.

"શાબાશ ! મને 'બ્હેન' તરીકે સ્વીકારનાર પુરૂષ આખરે મળ્યો ખરો !"

જયશ્રીના મુખ પર આનંદ પ્રસર્યો.

"ભાઈનું કહ્યું માની હવે પુરૂષજાતિ પ્રત્યે વેર લેવાનો ધંધો છોડી દે."

કુમારે જયશ્રીના હિત માટે સલાહ આપી.

"એ તો હવે આ શહેર છોડી જાઉં ત્યારે બને. હું પ્રયત્ન તો કરી જોઉં પણ જો પુરૂષો જ એવા મળે ત્યાં મારૂં શું થાય ?"

જયશ્રીએ આડખીલી રજૂ કરી.

"ભલે શહેર છોડવું પડે." કુમારે કહ્યું.

કુમાર અને જયશ્રી વચ્ચે આ વાતચીત ચાલતી હતી ત્યાં તો "જયશ્રી ?" એવો સત્તાવાહી અવાજ આવતાં કુમાર ચોંક્યો.

"પ્રબોધકુમાર, આવો."

જયશ્રીએ આવેલા મહેમાનને આવકાર આપ્યો.

પણ પ્રબોધકુમાર ગુસ્સામાં હતા. દરરોજનો મીઠો લાગતો આવકાર આજે ખારો લાગ્યો.

"આખરે તારી જાત પર ગઈ ને ?" પ્રબોધે જયશ્રીનો હાથ પકડતાં કહ્યું અને સાથેની વોકીંગ સ્ટીકાયથી એક ફટકો લગાવી દીધો.

"બા" એમ કહેતાં પ્રમીલા જયશ્રીને વળગી પડી અને પ્રબોધકુમાર સામે આંખો કાઢી જોઈ રહી.

"સ્ત્રી પ્રત્યે હાથ ઉગામતાં શરમ નથી આવતી ?"

કુમારથી પ્રબોધનું આ કૃત્ય સહન ન થતાં તેણે પ્રબોધને ઠપકો આપ્યો.

"તમારે વકીલાત કરવાની જરૂર નથી. સમજ્યા મીસ્ટર ! સીધાવો અહીંથી."

પ્રબોધ હાથમાંની લાકડી કુમાર સામે ઉગામી ઠપકાનો જવાબ વાળવા ગયો.

પણ જયશ્રીએ પ્રબોધને અટકાવી કહ્યું, "પ્રબોધકુમાર, એ નહિ જાય. આપ સીધાવો હવે."

"અપમાન ?" પ્રબોધના ગુસ્સામાં બળતામાં ઘી હોમાયું.

"હા. હા. અપમાન." જયશ્રી ચીપી ચીપીને બોલી.

"ખબર છે શું પરીણામ આવશે તે ?" પ્રબોધે ધમકી આપી.

"ખબર છે. કાલથી નોકરી બંધ થશે." જયશ્રીએ બેફીકરાઈથી જવાબ આપ્યો.

"કાલથી શું ? અત્યારથી જ તારી નોકરી હું બંધ કરું છું અને પાછલા માસનો પગાર પણ નહિ મળે. સમજ્યાં જયશ્રી બાનુ ? પછી જોઈશું આપ કેવી મોજ ભોગવો છો તે ?"

પ્રબોધે જમીન પર લાકડી ઠોકતાં ઠોકતાં પોતાની સત્તાનું જયશ્રીને ભાન કરાવ્યું.

"સારી વાત છે. પણ હવે આપ જઈ શકો છો."

જયશ્રીએ નોકરી છુટવાની પરવાહ ન કરતાં પ્રબોધને બારણું બતાડયું.

"અને ન જાઉં તો ?" પ્રબોધે હઠ કરી.

"આપની ફજેતી." જયશ્રીએ ચેતવણીનો સૂર કાઢ્યો.

"અને હવે આપ આપના નવીન આશક સાથે ફજેતા કરશો ?" પ્રબોધે ટાણો માર્યો.

"પ્રબોધ, ખબરદાર હવે એકપણ વધુ શબ્દ બોલ્યો તો ?" જયશ્રીએ આંખ કહાડી કહ્યું.

અને પ્રબોધને ચીડવવા જયશ્રી કુમારને માથે હાથ ફેરવવા માંડી કુમારના વાળની સાથે રમત કરવા લાગી.

પ્રબોધથી આ દેખ્યું ગયું નહિ. પોતાની જયશ્રી બીજા સાથે પ્રેમ કરે એ એનાથી ખમાયું નહિ. પણ તે લાચાર બન્યો હતો.

અપમાનનો કડવો ઘુંટડો ગળી જઈ જયશ્રી પ્રત્યે વેર લેવાનો નિર્ણય કરી એ ચાલ્યો ગયો.

જતાં જતાં પ્રબોધ જયશ્રીને ચેતવણી આપતો ગયો, " અત્યારે તો જાઉં છું. પણ યાદ રાખજે આનું પરીણામ સારૂં નથી."

પ્રબોધના ગયા પછી એક નાની બાલિકાને જોઈ કુમારે જયશ્રીને પૂછ્યું, " આ કોણ છે ? "

" એ છે મારી અને કૃષ્ણલાલની પુત્રી. એકનું એક સંતાન પ્રમીલા. ઘણો વખત એ શેઠ વનમાલીદાસના બંગલે જ રહે છે. કોઈ કોઈ વાર એ હઠ કરે તો પ્રબોધ એને અહીં લઈ આવતો. આજે એ ઓચિંતી જ આવી છે."

જયશ્રીએ પ્રમીલાનું ઓળખાણ કરાવ્યું.

" બા. આ પપૈયું "

પ્રમીલા પપૈયું ઉંચકી લાવી.

ને ત્રણે જણે પપૈયાને ઇનસાફ આપ્યો.

## પ્રકરણ ૩ જું.

---

## નિર્ણય

---

જયશ્રીને જાણવા જતાં જયશ્રીના જીવનમાં કુમારને એક જાતનો રસ પેદા થઈ ચુક્યો હતો. પણ જયશ્રીને ઓળખવા જતાં જયશ્રીની નોકરી જવામાં પોતે કારણભૂત બન્યો હોય એમ તેને લાગ્યું.

જયશ્રીને ત્યાંથી આવ્યા પછી કુમારને પ્રશ્ન થયો કે એ જયશ્રીનું શું થશે ? જયશ્રીને અસહાય દશામાં છોડી દેવી ? એને બાળકી પણ છે. જયશ્રી ભીંત ભૂલી. પ્રમીલાની શું દશા ?

કુમાર પથારીમાં આડો પડયો. પણ એને ઉંઘ ન આવી. જયશ્રીનો ઉદ્ધાર કેવી રીતે કરવો ? જયશ્રીને યોગ્ય માર્ગે કેવી રીતે દોરવી ?

કુમારે વિચારમાળાના મણકા ગુંથ્યા. પણ રસ્તો ન સૂઝયો.

મારે ને જયશ્રીને શું ? એ કોણ ? એક અજાણ સ્રી. એક અજાણ સ્રીની ખાતર મારે મારી જીંદગી શા માટે બગાડવી ? એની ભૂલ ખાતર મારે શા માટે શોષવું જોઇએ ? એ એનું ફુટી લેશે. મારે શું ? વિધવા માતા મારે માટે કેટલી ઉન્નત આશાઓ સેવતી હશે ? મારો કુમાર ભણશે. મોટો સાહેબ થશે. મારે માતાની આશાઓ પુરી કરવી કે જયશ્રીનો ઉદ્ધાર કરવો ?

કુમાર નિર્બળતા અનુભવવા લાગ્યો. કુમારના હૃદયમાં પરસ્પર વિરોધી લાગણીઓનું યુદ્ધ જામ્યું.

" કુમાર શા વિચારમાં છે ? "

મોડા રાતે સીનેમા જોઈ પાછા આવેલા રમેશે કુમારને વિચારમગ્ન બનેલો જોઈ પૂછ્યું.

" જયશ્રીના " કુમારથી સ્વાભાવિક રીતે જ બોલાઈ જવાયું.

" કુંદનના નહિ ? " રમેશે ત્રાંસી આંખે પૂછ્યું.

કુમારનો વિવાહ કુંદન સાથે થયો હતો. રમેશે કુંદનને નાતના જમણો વખતે, લગ્ન પ્રસંગોએ તથા મેળાવડાઓમાં જોઈ હતી. આખી નાતમાં એના રૂપનાં અને ગુણનાં વખાણ થતાં હતાં. કુંદનનો વિવાહ જ્યારે કુમાર સાથે થયો ત્યારથી રમેશને કુમાર પ્રત્યે ર્ષા ઉત્પન્ન થઈ હતી. પરંતુ ચાલાક રમેશે કુમારને એ વસ્તુની ગંધ સરખી પણ આવવા દીધી નહિ. ઉલટ એણે કુંદન જેવી સુશીલ કન્યા મળવા માટે કુમારને અભિનંદન આપ્યું હતું.

કુમારને નિરૂત્તર જોઈ રમેશે ફરી પૂછ્યું, " શું જયશ્રીની મોહીની લાગી ? કુંદન ન ગમી ? "

" ના. ના. એવું નથી. "

ને કુમારે જયશ્રી સાથેનો પ્રસંગ રમેશને વર્ણવ્યો.

રમેશને લાગ્યું કે આ હકીકત પોતાને દાવ રમવા માટે ઉપયોગી લાગશે.

રમેશે લુચ્ચાઈ ભરી આંખોએ પૂછ્યું. " તો જયશ્રી વિશે ત્હેં નિર્ણય કર્યો "

" શો નિર્ણય કરવો એજ સમજાતું નથી. "

" એમાં શું સમજાતું નથી ? ત્હેં એનો ઉદ્ધાર કરવાનું કંઈ ઠેકું લખી આપ્યું છે ? મૂકને પંચાત. નકામો સમાજમાં ભાવાઈશ ? " રમેશે સલાહ આપી.

" શું કહ્યું રમેશ ? "

કુમાર વિચાર તંદ્રામાંથી જાગૃત થયો.

" હુ ઠીક કહું છું. જયશ્રીનો ઉદ્ધાર કરવા જતાં કુંદન ગુમાવી બેસીશ." રમેશે આડકતરું સુચન કર્યું.

રમેશના આ શબ્દો સાંભળી તે સફાળો પથારીમાંથી બેઠો થઈ ગયો.

" રમેશ ? " કુમાર બોલ્યો.

" મારી ફરજ મ્હેં બજાવી. હવે તને ફાવે તેમ કર. "

રમેશે મિત્રધર્મ બજાવ્યાનો સંતોષ મેળવ્યો.

કુમારની નિર્બળતા વધવા લાગી. રમેશે આપેલી ચેતવણીએ એને વધુ અસ્વસ્થ બનાવ્યો.

કુંદન ગુમાવવી પડશે ? માતાની આશાઓ નષ્ટ થશે ? સમાજ મને કલંકિત ગણશે ?

એના મનઃચક્ષુ આગળ કુંદન અને માતાની આકૃત્તિઓ ખડી થઈ ગઈ.

બીજી બાજુ જયશ્રીની કરૂણ મૂર્તિએ દર્શન દીધાં. " કુમાર, નિર્બળ બની ગયો ? ભાઈ કુમાર, મને તું નહિ બચાવું ? હું પતિતા છું. મારો ઉદ્ધાર નહિ કરે ? "

કુમારને પોતાની નિર્બળતા પર ધિક્કાર ઉપજ્યો. આ તો એક કોયડો છે. સંસારમાં આવા અનેક કોયડાઓ અણઉકલ્યા પડ્યા છે. જો મારા જેવા દરેક યુવાન સમાજના આવા કોયડાઓ પ્રત્યે બીરૂતા દાખવી નિષ્ક્રિય રહે તો સમાજની શી દશા થાય ? આ તો એક જયશ્રી છે. સમાજમાં આવી કેટલીય જયશ્રીઓ હશે ? મારે શું ? સૌનું લાગ્યું સૌ ફોડી લેશે. પણ દરેક જણ મારા જેવું વિચારશે તો ?

કુમાર કંઈ નિર્ણય પર આવવા મથવા લાગ્યો.

ભલે દુનિયામાં હું બીજું કંઇ નહિ કરી શકું પણ પુરૂષોના પાપાચરણનું હું પ્રાયશ્ચિત કરી જયશ્રીનો ઉદ્ધાર કરીશ. જરૂર કરીશ.

કુમારે નિર્ણય કરી લીધો, ને તે બાદ શાંતિથી ઉંઘી ગયો.

બીજે દિવસે સવારમાં ઉઠીને કુમાર પોતાનો નિર્ણય જણાવવા જયશ્રી પાસે ગયો.

"જયશ્રી, એક કામ કર." કુમારે વાત શરૂ કરી.

"શું ?"

જયશ્રી આશ્ચર્યથી કુમારની સામે જોઈ રહી.

"માનીશ ?"

"ભાઇનું નહિ માનું તો બીજા કોનું માનીશ ?"

"તો મારી સાથે આવીશ ને ?"

કુમાર જયશ્રીનો જવાબ સાંભળવા આતુર બન્યો.

"ક્યાં ?"

"મારે ગામ."

જયશ્રી ચમકી. જયશ્રીને સ્વપ્ને પણ એવો ખ્યાલ નહોતો કે કુમારે આટલે હદ સુધી પોતાને માટે ચોક્કસ નિર્ણય કરી નાખ્યો હશે. આંગળી આપનારને પોંચો પકડવા જયશ્રીની ઇચ્છા ન હતી. કુમારની અવ્યવહારૂ બુદ્ધિનો ગેરલાભ લઇ આશા આપતા એક યુવાનનું જીવન ધુળમાં રગદોળવા કરતાં કુમારનું અભ્યુદય ઇચ્છી સદા એનાથી દૂર રહેવામાંજ જયશ્રીને કુમારનું હિત જણાયુ.

"કુમાર, હજુ તું કાચી બુદ્ધિનો છે. પછી ભલે તું તારી જાતને ગમે તેટલો હોંશિયાર માને. મને મારૂં ફોડી લેવા દે."

કુમારની અવ્યવહારૂ બુદ્ધિનો દુરૂપયોગ કરતાં જયશ્રીનું દીલ ડંખતું હતું.

"જયશ્રી, તને મ્હેં મારી નજરથી દૂર ન કરવાનો નિર્ણય કર્યો છે."

કુમાર પોતાના નિર્ણયમાં મક્કમ હતો.

"પણ તારો નિર્ણય કંઈ મને ઓછો બંધનકારક છે? તું મારો પતિ હોત તો જુદી વાત."

જયશ્રીને સાચેજ કુમાર અણસમજણો લાગ્યો.

"પતિ નથી તો ભાઈ છું. પતિનો નિર્ણય રૂઢીથી કે હકકથી માન્ય રાખે તો ભાઇનો નિર્ણય પ્રેમના હકકથી માન્ય નહિ રાખે?"

કુમારના દીલમાં વ્હેનનું હેત ઉભરાયું.

"કુમાર, તું જોખમ ખેડી રહ્યો છે."

જયશ્રીએ કુમારનો નિર્ણય ફેરવવા પ્રયાસ કર્યો.

"કેવળ પુરૂષોના પાપોનું પ્રાયશ્ચિત કરવા."

ને કુમાર જવાબ મેળવવા જયશ્રી સામું તાકી રહ્યો.

"ભાઈ..." જયશ્રી કુમારને ભેટી પડી. જયશ્રીની આંખમાં આંસુ ઉભરાયાં. એના હૃદયે તૃપ્તિ અનુભવી. પતિ સ્નેહ કરતાંય બંધુ સ્નેહ વધુ દિવ્ય હોય છે એમ એને અનુભવ્યું.

કુમારે જયશ્રીના બંધનમાંથી છૂટવા પ્રયત્ન ન કર્યો. એને પણ ભગીની સ્નેહના સાગરમાં દિવ્યપ્રેમનાં દર્શન થયાં.

રમેશે અંદર પ્રવેશી બુમ પાડી, "કુમાર"

જયશ્રી સાવધ બની. કુમારને તરતજ બંધનમાંથી મૂક્ત કર્યો. કુમાર અસ્વસ્થ બન્યો.

"કેમ?" કુમારે થથરતા અવાજે પૂછ્યું.

"વીશી આવી ગઈ છે. કોલેજમાં જવાનો પણ વખત થયો છે." રમેશે આગમનનું કારણ જણાવ્યું.

"તું જા, હું આવું છું."

કુમારે રમેશને વિદાય કર્યો. રમેશના ગયા પછી કુમારના હૃદયમાં કંપારી છૂટી.

કુમારની ગભરામણ જયશ્રીની નજર બહાર ન રહી. જયશ્રીએ ચેતવણી આપી, "રમેશ આપણને જોઈ ગયો તેથી ગભરાઇ ગયો. હજું કહું છું-તું મારી ચિંતા ન કર. મારો ઉદ્ધાર કરવા

જતાં તું સમાજમાંથી સ્થાનભ્રષ્ટ થઈશ."

"હું મારા નિર્ણયમાં મકકમ છું. ગભરામણ સ્વાભાવિક હતી."

કુમારે ભાર મુકી પોતાનો દ્રઢ નિશ્ચય વ્યક્ત કર્યો.

"મારી સાથે આવીશ ને? કુમારે ઉઠતાં પૂછ્યું.

"ભાઈ–"

જયશ્રીથી વધુ ન બોલાયું.

'ભાઇ' એ જયશ્રીના શબ્દને પોતાના નિર્ણયને સંમતી માની કુમાર ઉઠીને ચાલ્યો ગયો.

કોલેજમાં ઉનાળાની લાંબી રજાઓ પડી. કુમારે પોતાના નિર્ણય મુજબ જયશ્રી અને પ્રમીલાને સાથે લીધી.

માતા જયશ્રી સંબંધમાં પૂછે તો સત્ય હકીકત કહેવાનું નકકી કરી લીધું. કુમારને પોતાની માતામાં વિશ્વાસ હતો એટલે તેનાથી કોઈ વસ્તુ છુપાવવી એમાં તેને પાપ લાગ્યું.

જયશ્રી કુમારને આગ્રહ કરી પોતાને સાથે ન લઈ જવા સમજાવી રહી હતી. પણ કુમારનો નિર્ણય દ્રઢ હતો. જે દિવસે શહેર છોડવાનું નકકી થયું તે દિવસે પણ જયશ્રીએ ફરીથી તેની બાળક બુદ્ધિ માટે ઠપકો આપ્યો અને પોતાને નજ લઇ જવા આગ્રહભરી વિનંતીઓ કરી પણ કુમારનો એકજ જવાબ હતો, "જયશ્રી, તારે મારી સાથે જ આવવું પડશે."

ટ્રેન પુરઝડપે પસાર થઇ રહી હતી. કુમાર જયશ્રીને અને પ્રમીલાને સાથે લઇ પોતાને વતન જઈ રહ્યો હતો.

ટ્રેનમાં મુસાફરી કરતાં પણ જયશ્રીએ કુમારને પોતાને સાથે ન લઈ જવા સમજાવ્યો.

"તારી માતા મને જોઇને શું કહેશે?" જયશ્રી બોલી.

"એ મારે જોવાનું છે, તારે નહિ."

કુમારનો બીજો જવાબ નહોતો.

અને તે પછી સ્ટેશને ઉતરતાં સુધી કોઇ બોલ્યું નહિ.

સ્ટેશને ઉતર્યાં પછી પણ જયશ્રીએ ગામમાં આવવાની ના પાડી. કુમારે તે ન માન્યું.

સ્ટેશનેથી તેઓ ગામમાં જવા નીકળ્યાં.

રસ્તે જતાં એક ઓળખીતાએ જયશ્રી તરફ જોઈ કુમારને પૂછ્યું, " સાથે કોણ છે ? "

" મારાં બેન " કુમારે હસીને જવાબ આપ્યો.

જયશ્રી કુમાર તરફ જોઈ રહી. તેણે ચોક્કસ લાગ્યું કે પોતાની બીતી સાચી પડશે.

આગળ જતાં કુમારને તેનો એક બાળ લંગોટીઓ મિત્ર મળ્યો. પાસે બોલાવી તેણે કુમારને ધીમે રહીને કહ્યું, " તું તો બાળક સાથેની બૈરી પરણી લાવ્યો ? જબરો ભાઇ તું તો. "

આ શબ્દો ધીમેથી ઉચ્ચારાયા છતાં જયશ્રીને કાને પડયા. જયશ્રીને હવે જરાય શંકા ન રહી કે કુમારને મારે લીધે નિંદાપાત્ર થવું પડશે.

પેલો મિત્ર જતાં જયશ્રીએ કહ્યું, " કુમાર, હજુ મને પાછી જવા દે. "

કુમારે તેનો જવાબ ન આપતાં નિશાની કરી આગળ ચાલવા સુચવ્યું.

" આવ્યો બેટા ? "

કુમારની માતા મંગલા કુમારને આંગણામાં પ્રવેશતો જોઇ હર્ષભેર દોડી ગઇ અને કુમારના ઓવારણાં લીધાં.

" મોટાભાઈ " એમ કહેતો કુમારનો નાનો ભાઇ નરેન્દ્ર કુમારને વળગી પડયો.

" આવ બ્હેન, બેસ. "

મંગલાએ જયશ્રી તરફ જોઇ તેને આવકાર આપ્યો અને

કુમારને ઉદ્દેશી કહ્યું, "તું મહેમાન લઇને આવ્યો એ મને બહુ ગમ્યું."

મંગલાના આ શબ્દો સાંભળી જયશ્રીની બીતી ઓછી થઈ. એનામાં કંઈક હિંમત આવી.

તે દિવસે મંગલાએ મિષ્ટાન જમાડયું.

ઘેર આવે કેટલાક દિવસો પસાર થયા. પણ મંગલાએ કુમારને જયશ્રી વિશે પૂછયું નહિ તેમ જયશ્રીને પણ પૂછયું નહિ. બન્નેને આથી નવાઇ લાગતી હતી.

એક દિવસ જયશ્રીએ કુમારને આશ્ચર્યથી પૂછયું, "મંગલાબા, મને મારા વિશે કેમ કંઇ પૂછતાં નથી?"

"મને પણ હજુ તારા વિશે પૂછયું નથી."

કુમારને પણ જયશ્રીના જેવુંજ આશ્ચર્ય થયું હતું.

કુમાર જાણતો હતો કે જયશ્રીએ પોતાનો પરિચય માતાને આપ્યો હશે. જયશ્રીને લાગ્યું હતું કે મંગલાએ કુમારને મારા વિષે પૂછયું હશે. પણ જ્યારે બન્નેમાંથી એકેનેય પુછપરછ થઈ નહિ ત્યારે બન્નેને સાથે નવાઈ લાગી.

"તો મારે મારો પરિચય મંગલાબાને આપવો જોઇએ. એમને અંધારામાં રાખી હું અહીં રહી ન શકું."

જયશ્રી આટલું બોલી મંગલા પાસે દોડી ગઇ. સત્ય હકીકત એક સાધુચરિત સ્ત્રી મંગલા જેવીથી છુપાવતાં જયશ્રીનું દીલ ડંખતું હતું.

"બા." જયશ્રીએ મંગલાને બા કહી બોલાવી.

"કોણ કુમાર?"

મંગલાએ નીચે મ્હોંએ દાળ વીણતાં કુમાર જાણી સામો પ્રશ્ન કર્યો.

"ના. તમારી પુત્રી."

જયશ્રી મંગલા દાળ વીણતી હતી ત્યાં તેની સામે જઇ તેની પાસે બેઠી.

"મારી પુત્રી ?" મંગલા હસી.

"હા બા." જયશ્રીને બચપણ યાદ આવ્યું.

"મારે એકે પુત્રી નથી. પણ પ્રભુએ આજે મને આપી ખરી." મંગલાએ યુવાન પુત્રી મળ્યાનો આનંદ અનુભવ્યો.

"મને આપની પુત્રી તરીકે સ્વીકારશો ?" જયશ્રીએ પૂછ્યું.

"કેમ નહિ ?"

"મારી હકીકત જાણ્યા પછી પણ ?"

"હા."

ને પછી જયશ્રીએ પોતાની સર્વ હકીકત મંગલાને કહી.

પછી જયશ્રીએ મંગલાને પૂછ્યું, "મારી આ હકીકત જાણ્યા પછી પણ હવે તમે મને પુત્રી તરીકે સ્વીકારશો ?"

જવાબમાં મંગલાએ હકારમાં માથું ધુણાવ્યું.

જયશ્રીના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે મંગલા સામે એકી નજરે જોઇ રહી. પતિત પુત્રીને સગી મા સંઘરતાં અચકાય તો મંગલા ? પતિત સ્ત્રીનો ભાઇ થનાર અને પતિત પુત્રીની માતા થનાર સ્ત્રી–પુરૂષ તેણે આજે જોયાં.

જયશ્રીને પોતાની તરફ તાકી રહેલી જોઈ મંગલાએ કુમારને બોલાવી લાવવા કહ્યું.

પણ તેટલામાં કુમાર જ ત્યાં આવી ચડયો.

"કુમાર, ત્હેં બહુ સારૂં કામ કર્યું." મંગલાએ કુમારને અભિનંદન આપ્યું.

પણ કુમારથી માતાના આ શબ્દો મજાકના હતા કે પ્રશંસાના તે સમજી શકાયું નહિ.

"કુમાર, ગામમાં એક બાલમંદિર શરૂ થાય છે. એક શિક્ષિકાની જરૂર છે. જેચંદદાસને મળજે અને જયશ્રીબ્હેનની ભલામણ કરજે."

મંગલાએ રસ્તો પણ નક્કી કરી આપ્યો.

મંગલાના આ શબ્દો સાંભળી કુમાર અને જયશ્રી મંગલાના મ્હોં સામુ જોતાં ઉભાં.

મંગલાએ આ જોયું ને તે દાળ ઓરવા ઉઠી.

મંગલાનો સ્વભાવ શાંત હતો. તે બહુ જ ઓછું બોલતી. તેની ઉંમર લગભગ ૫૦ વર્ષની હતી. બોલવા કરતાં જે બને તે શાંતિથી ગુસ્સે થયા સિવાય જોયા કરવાનો એનો સ્વભાવ પડી ગયો હતો. કુમારમાં મંગલાને વિશ્વાસ હતો એટલે જ મંગલાએ અત્યાર સુધી જયશ્રી વિશે મૌન સેવ્યું હતું. તેને ચોક્કસ ખાત્રી હતી કે કુમાર જયશ્રીનો પરિચય પોતાને કરાવ્યા સિવાય રહેશે નહિ અને છતાંય જો ન કરાવત તો તેમના વર્તન પરથી પણ કંઇ તાત્પર્ય શોધી કાઢવાનું તેને મુશ્કેલ લાગ્યું નહોતું. પણ જયશ્રીનો ઇતિહાસ જાણ્યા પછી મંગલાને કુમાર માટેનું આદરમાન અને વિશ્વાસ વધ્યો અને જયશ્રીની સ્થિતિ માટે તેને દયા આવી.

જયશ્રીની હકીકત જાણ્યા પછી પણ તેણે પોતાનો અભિપ્રાય વ્યક્ત ન કરતાં તેમ જયશ્રીને કંઈ સલાહ ન આપતાં તેના હિત માટેનો માર્ગ જ બતાવ્યો કે:—

" બાલમંદિરમાં શિક્ષિકાની જરૂર છે. "

## પ્રકરણ ૪ થું.

### પસંદગી

જેચંદદાસ ઘરની ઓસરીમાં વિશાળ પાટ પર બેઠા બેઠા હુક્કો ગગડાવતા હતા. કુમારને આવતો જોઈ જેચંદદાસ બોલ્યા, "કુમાર આવ્યો ભાઈ? મઝામાં ને?"

"આપની કૃપાથી" કુમારે વિવેક દર્શાવ્યો.

બેઠક લીધા પછી કુમારે પોતાના આગમનનું કારણ જણાવતાં કહ્યું, "ગામમાં એક બાલમંદિર શરૂ થવાનું છે એ વાત ખરી છે?"

"હા. મિત્રમંડળે આ નવી પ્રવૃત્તિ શરૂ કરી છે." જેરામદાસે મંડળની નવી પ્રવૃત્તિ જણાવી.

મિત્રમંડળના સ્થાપક જેચંદદાસ હતા. ગામની પાંચ છ હજારની વસતીના ઉદ્ધાર માટે જેચંદદાસે મિત્રમંડળની સ્થાપના કરી હતી અને એ મંડળ દ્વારા અંગ્રેજી શિક્ષણ માટે ત્રણ ધોરણથી એક અંગ્રેજી શાળા શરૂ કરી અત્યારે તેને હાઈસ્કૂલમાં ફેરવી નાખી હતી. પુસ્તકાલય અને વ્યાયામ મંદિરની અગત્યતા પણ તેઓ વીસર્યા

નહોતા. એ પ્રવૃત્તિઓ પણ ચાલુ થઈ હતી. પણ જેચંદદાસે બાલમંદિરની ખોટ સાલતાં તે પ્રવૃત્તિ પણ શરૂ કરવાનો નિર્ણય કર્યો હતો.

મંડળની જ હાઈસ્કૂલમાંથી કુમાર મેટ્રિક પાસ થયો હતો. મંડળના વ્યાયામ મંદિરમાં એ ખેલ્યો કુદ્યો હતો. અને મંડળનાજ પુસ્તકાલયમાં એણે પોતાની જ્ઞાન તૃષા છીપાવી હતી.

"તો શિક્ષિકાની કંઈ ગોઠવણ કરી ?" કુમારે પૂછ્યું.

"મને પુરી માહિતી નથી. જરા મંત્રી નવલરામને પૂછી જુઓને." જેરામદાસે જણાવ્યું.

જેરામદાસનો જવાબ સાંભળી કુમાર નવલરામને ત્યાં જવા ઉપડ્યો.

રસ્તામાંજ નવલરામનો ભેટો થયો. કુમારને જોઈ નવલરામે પૂછ્યું, "ક્યારે આવ્યા ?"

"થયા હશે વીશેક દિવસ" કુમારે હસીને કહ્યું.

"પણ કંઈ દેખાયા જ નહિ ? ચાલો ઘેર."

એમ કહી નવલરામ કુમારને પોતાને ઘેર લઈ ગયા.

નવલરામે ઘેર આવી કુમારને મંડળની પ્રવૃત્તિઓ જણાવી–અને કહ્યું, "એક બાલમંદિર શરૂ થવાનું છે તેમાં શિક્ષિકા માટે ૭ ઉમેદવારોની અરજીઓ આવી છે."

"કોઇની પસંદગી કરી ?

"ના. કાલે બધાંને મુલાકાત માટે બોલાવ્યાં છે." મંત્રીએ જવાબ આપ્યો.

"હું પણ એક ઉમેદવારની ભલામણ કરું છું." કુમારે કહ્યું.

"નામ ?"

"જયશ્રી."

"તો હં. કાલે એમને મોકલજો. લાયકાત પ્રમાણે પસંદગી કરીશું. ચાલો જય જય ! આજે તો નાહવાનું પણ મોડું થઈ ગયું છે."

એટલું કહી કુમારને વિદાય કરી નવલરામ નાહવા ઉઠ્યા.

નવલરામે પત્ની ગુજરી ગયા પછી પોતે પૈસે ટકે સુખી હોઈ સમાજ સેવા કરવા નિર્ણય કર્યો હતો, અને છેલ્લા ૭ વર્ષથી તે મંડળના મંત્રી તરીકેની ફરજો એકધારી બજાવી રહ્યા છે. મંડળની સંસ્થાઓ અંગે જોઈતા નોકરોની પસંદગી અત્યાર સુધી જે તેમણે કરેલી તે ઉત્તમ નીવડી હતી અને તેનાથી સંસ્થાઓનું કામ દીપી ઉઠયું હતું. બાલમંદિર માટે સ્ત્રી શિક્ષિકાઓની પસંદગી કરવાનું મંડળે તેમના હાથમાં સોંપ્યું હતું. સ્ત્રી ઉમેદવારોની પસંદગી કરવાનું આ પહેલી વખત નવલરામને માથે આવ્યું હતું.

આજે બાલમંદિરની શિક્ષિકાની પસંદગી થવાની હતી. ૧૫ વર્ષની પુત્રીને સાસરે વિદાય કર્યા પછી ઘરમાં હવે નવલરામ એકલાજ હતા. આજે સ્ત્રી મહેમાનો આવવાની હોવાથી નવલરામે સવારના ૪ વાગે ઉઠી ઘર વાળી ઝુડી સાફ કર્યું. ઘરમાં અવ્યવસ્થ પડેલી ચીજો તેમના યોગ્ય સ્થાને ગોઠવી દીધી. કે રખેને સ્ત્રી મહેમાનો ઘરની વ્યવસ્થામાં કંઈ ખામી કહાડે.

મંત્રીની ઓફિસ નવલરામે ઘેર રાખી હતી.

વખત થતાં ઉમેદવાર સ્ત્રીઓ નવલરામના ઘેર હાજર થઈ. નવલરામે તેમને માનપૂર્વક બહારના ખંડમાં બાંકડા પર બેસાડયાં અને દરેકને વારાફરતી અંદરના ખંડમાં આવવા સૂચના આપી.

નવલરામે પસંદગીનું કાર્ય આરંભ્યું.

એક ઉમેદવાર સ્ત્રી અંદર દાખલ થઈ.

આવનાર સ્ત્રીને નવલરામે પૂછ્યું, " આપનું નામ ? "

" જયશ્રી. "

નવલરામ જયશ્રી તરફ તાકી રહ્યા.

" મારી સામું શું જુઓ છો ? " જયશ્રીએ આંખ કહાડી. પણ નવલરામ કંઇ એથી ગભરાયા નહિ.

" આપને કુમારે મોકલ્યાં છે ને ? "

નવલરામે કુમારની ભલામણ યાદ લાવી પૂછ્યું.

" હા."

" તો આપ હમણાં બહાર બેસો. આપનું નામ છેવટે છે."

નવલરામે ઉમેદવારોની યાદીના નંબરો બતાવી કહ્યું.

જયશ્રી બહાર જઈ બાંકડા પર બેઠી.

નવલરામે બુમ પાડી, " નર્મદા બ્હેન આવે."

નર્મદાબ્હેન આશાભેર મંત્રીજીની ઓરડીમાં ગયાં.

" બાલશિક્ષણની કોઈ પદ્ધતિનો અભ્યાસ કર્યો છે?"

નવલરામે નર્મદાબ્હેનને પૂછ્યું.

" ના."

" તો શું ભણ્યાં છો?"

" ગુજરાતી સાત ચોપડી."

" કોઈ જગાએ બાલશિક્ષિકા તરીકે કામ કર્યું છે?"

" ના."

" તો આપને માટે આશા નથી." નવલરામે નર્મદાના નામ પર ચોકડી મૂકતાં કહ્યું.

નર્મદાબ્હેન નિરાશ થઈ પાછાં ફર્યાં.

" મારૂં નામ મણી."

બીજી ઉમેદવાર સ્ત્રીએ બેઠક લેતાં કહ્યું.

શરીરે ભારેખમ, જાડી ને તેમાંય બટકી, ચ્હેરો બીહામણો અને તેની મોટી આંખો જોઈ બાળકો બ્હી મરે એવી મણી તરફ જોઈ નવલરામે કહ્યું, " આપને જોઇને તો બાળકો બ્હી મરે."

નવલરામના નકારાત્મક શબ્દો સાંભળી મણી નવલરામ તરફ નજર ફેંકી મ્હોં મચકોડી ચાલી ગઈ.

કમળાબ્હેનને અંદર આવતાં જોઈ નવલરામ બોલી ઉઠયા, " આપ તો આપણી ગુજરાતી શાળાના હેડમાસ્તરનાં પત્ની ને? આપનુ નામ તો કમળાબ્હેનને?"

" હા." કમળાએ હસીને માથું ધુણાવી નવલરામને વંદન કર્યાં.

નવલરામે વંદન ઝીલી તેમની પસંદગી કેમ થઇ શકે તેમ નથી તેનું કારણ બતાવતાં કહ્યું, " આપની લાયકાત માટે તો મારે કંઇ પૂછવાનું હોય નહિ. પણ વાત એમ છે કે કાલે ઉઠીને હેડમાસ્તરની બદલી થાય તો આપને બાલમંદિર છોડીને જવું પડે. કેમ ખરૂંને ?"

" હા. "

" તો પછી અમારે નવી શિક્ષિકા ખોળવી પડે. અમારે તો કાયમ રહે એવી કોઇ શિક્ષિકા જોઇએ છે. "

" પણ હેડમાસ્તરની ચિઠ્ઠી તો વાંચો. "

પોલકાની નાની ખીસ્સીમાંથી ચિઠ્ઠી કાઢી કમળાએ નવલરામના હાથમાં મૂકી.

નવલરામે ભલામણ ચિઠ્ઠી વાંચી. પણ કહ્યું, " હું દીલગીર છું. "

કમળા પણ વીલે મ્હોડે પાછી ગઈ.

હવે ચંચળલક્ષ્મીનો વારો આવ્યો. લાયકાત માટે ખાત્રી કરી નવલરામે પૂછ્યું, " કઇ શરતોએ રહેશો ? "

" પ્રથમ તો માસિક અડચણની ત્રણ રજા મળવી જોઇએ અને પગાર રૂા. ૨૫ "

ચંચળલક્ષ્મીએ મુખ્ય શરતો જણાવી.

" પગાર તો બરાબર કહ્યો પણ માસિક અડચણની રજાઓ આપવાનું બની શકે તેમ નથી. " નવલરામે અશક્તિ દર્શાવી..

" તો ભલે. " એમ કહી ચંચળલક્ષ્મી ઉઠયાં.

આ ઉમેદવારોની નિષ્ફળતા પછી હવે પોતાને નોકરી મળશે એવી આશાથી યશોદાબ્હેન મંત્રીજીની ઓરડીમાં દાખલ થયાં.

નવલરામે યશોદાને કેટલાક પ્રશ્નો પૂછી જવાબો મેળવ્યા બાદ કહ્યું, " આપની લાયકાતના પ્રમાણમાં આપને પગાર આપી શકાય તેમ નથી. "

" ૫૦ રૂપિયા એ વધારે પગાર છે ? "

યશોદાને એ પગાર નાનો લાગ્યો.

"હું બહુ બહુ તો ૨૫ રૂપિયાથી વધારે આપી શકું એમ નથી અને એટલા પગારે રહેવા ખુશી હોવ તો પણ આપની ઉંચી લાયકાતના પ્રમાણમાં આ પગાર ઘણો જ નાનો કહેવાય ને ક્ષેત્ર પણ નાનું પડે. આપ તો કોઇ વિશાળ પાયા પર ચાલતાં બાલમંદિરમાં શોભો એમ છો."

નવલરામે રૂા. ૨૫ પગારે રહેવા ખુશી હોય તો પણ રાખવાની યશોદાને ના પાડી દીધી.

યશોદા ગઇ.

"કેમ યશોદાબ્હેન ? પસંદગી થઇ તમારી ?"

છેલ્લી ઉમેદવાર પદમાવતીએ અતુર બની પૂછયું.

"તારૂં જ નશીબ ખીલેલું લાગે છે." યશોદાએ ઇર્ષા દૃષ્ટિથી જવાબ આપ્યો.

"પણ કહે તો ખરી કેવા કેવા પ્રશ્નો પૂછે છે ?"

પણ યશોદા પદમાવતીના ઉપરના પ્રશ્નનો જવાબ આપવા ન થોભી.

પદમાવતી હાથમાં એક બંડલ લઇ નવલરામની મુલાકાતે આવી. ખુરશી પર જગા લઇ મેજ પર બંડલ છોડવા લાગી.

નવલરામ પદમાવતીને કંઇ પૂછવા જતો હતો ત્યાં તો નવલરામને બોલતાં જ અટકાવી પદમાવતીએ વાત શરૂ કરી.

"આપને જે કંઇ પૂછવું હોય તે પછી પૂછજો. આ જૂઓ આપના મામાની ભલામણ ચિઠ્ઠી."

એમ કહી પદમાવતીએ તે ચિઠ્ઠી મંત્રીજીના હાથમાં મૂકી.

બીજી ભલામણ ચિઠ્ઠી બતાવતાં પદમાવતી બોલી, "અને હાં. આ ભલામણ ચિઠ્ઠી આપના વ્યાયામ મંદિરના ઉત્સવનું પ્રમુખસ્થાન શોભાવી ગયેલ પ્રમુખ શેઠ વનમાળીદાસની છે."

"હાં. પણ..." નવલરામ બોલવા જતા હતા તેમને બોલતાં

અટકાવી પદ્માવતીએ આગળ ચલાવ્યું, " પણુઅણુ કંઇ નહિ. મ્હેં અત્યાર સુધીમાં દશ બાલમંદિરોમાં કામ કર્યું છે. આ સર્ટીફીકેટો વાંચશો તો આપને મને કંઇ પણ પૂછવાની જરૂર નહિ રહે."

પદ્માવતીએ નવલરામની આગળ સર્ટીફીકેટોનો થોકડો રજૂ કર્યો.

નવલરામને સર્ટીફીકેટો કરતાં મામાની અને વ્યાયામમંદિરના સહાયક શેઠ વનમાલીદાસની ભલામણો વધારે અગત્યની લાગી.

બીજી સ્ત્રી ઉમેદવારોને એક યા બીજા કારણે નાપસંદ કર્યા પછી હવે જયશ્રી કે પદ્માવતી એ બેમાંથી કોની પસંદગી કરવી એ પ્રશ્ને નવલરામને ગુંચવણમાં નાખી દીધા. પણ એ સંબંધે છેવટનો નિર્ણય ન કરતાં આવતી કાલે જયશ્રી અને પદ્માવતી બન્નેની પાસે બાળકોને પ્રત્યક્ષ શિક્ષણ અપાવી તે બાદ પસંદગી કરવાનું મુલતવી રાખ્યું.

નવલરામે સર્ટીફીકેટો વાંચવાનો ડોળ કરી કહ્યું,

" પદ્માવતીબ્હેન, કાલે બાલમંદિરમાં આવજો."

પદ્માવતી આશાભેર પાછી ગઇ.

પદ્માવતીના ગયા બાદ નવલરામ બહારના ખંડમાં આવ્યા. જયશ્રીને બેસાડી મૂકી છે એ વાત તેમની ધ્યાનબહાર ગઈ હતી.

કેટલીક વાર સુધી નવલરામે પોતાને કંઈ ન પૂછતાં આખરે જયશ્રી કંટાળીને બોલી, " હું જઇ શકું છું ?"

નવલરામે ઉંચું જોઈ કહ્યું, " આવો."

જયશ્રી બાંકડા પરથી ઉઠી નવલરામની પાસે ખુરશી પર બેઠી.

નવલરામ જયશ્રીને ધ્યાનપૂર્વક નીહાળવા લાગ્યા.

નવલરામને પોતાને ધારી ધારીને નીરખતા જોઈ જયશ્રીએ કહ્યું, " આપ મારી પરીક્ષા કરો છો ?"

" હું આપની પસંદગી કરૂં." જયશ્રી તરફથી આંખ ફેરવી નવલરામે જણાવ્યું.

" એમ ? " જયશ્રી ખુશ થઇ.

" હાં. પણ આપ પરણેલાં છો ? " નવલરામે મુદ્દાનો પ્રશ્ન કર્યો.

" હા...ના. "

" એનો શું અર્થ "

" સૌભાગ્યવંતી છું અને વિધવા પણ છું. "

" એટલે ? "

" એટલે એમ કે પતિ જીવે છે એટલે સૌભાગ્યવંતી છું. પતિએ ત્યજી દીધી છે એટલે વિધવા છું. સમજ્યા મંત્રીજી ? " જયશ્રીએ નવલરામને પોતાની સ્થિતિ જણાવી.

" સમજ્યો. ચ્હા પીશો ? "

નવલરામે વાતનો પલટો કરતાં જયશ્રીને સ્વાગત સ્વીકારવા કહ્યું.

જયશ્રીને લાગ્યું કે મંત્રીજીએ બીજા ઉમેદવારોને ચ્હાનો ભાવ ન પૂછ્યો અને મને કેમ ? મને એકલી છેવટ રાખવાનો નવલરામનો હેતુ શો ? શું નવલરામ પણ મારા સૌંદર્ય પર મુગ્ધ થયો છે ?

" જરૂર " જયશ્રીએ સ્વાગત સ્વીકાર્યું.

" તો આપ બેસો. હું ચ્હા બનાવી લાવું. "

એમ કહી નવલરામ ચ્હા બનાવવા ઉઠે છે.

" ઘરમાં તો કોઈ હશે ને ? " જયશ્રીએ પૂછ્યું.

" ના. ના. મારાં પત્ની ગુજરી ગયાં છે. "

" ઘરમાં બીજું કોઈ ? "

" હા. ૧૫ વર્ષની પુત્રી છે, પણ તે પરણીને સાસરે ગઈ છે. "

" એટલે આપ..." જયશ્રી આગળ બોલતાં અટકી.

" હા. એટલે હું એકલો છું. "

આટલું કહી નવલરામ રસોડામાં ગયા. જયશ્રી પણ ઉઠીને નવલરામની પાછળ રસોડામાં ગઈ.

નવલરામે સ્ટવને પંપ મારવા માંડ્યો. જયશ્રીએ સ્ટવ પોતાના હાથમાં લેતાં કહ્યું, " લાવો. હું ચ્હા બનાવું. "

જયશ્રી ચ્હા તૈયાર કરવા બેઠી. પંપ મારવા છતાંય સ્ટવ ન ચેત્યો. જયશ્રીએ પીન માગી.

"જરા પીન આપો ને ?"

નવલરામે જયશ્રીના હાથમાં પીન મૂકતાં તેના બન્ને હાથ દાબ્યા.

"આપ ભાગ્યવાન પુરૂષ છો કે હજુય આટલી મોટી ઉમરે આપનું પ્રેમઝરણું સુકાયું નથી."

જયશ્રીએ હાથ છોડાવતાં હસતાં હસતાં નવલરામની રસીકતાને અભિનંદન ! આપ્યું.

જયશ્રીએ ચ્હા તૈયાર કરી.

ચ્હાની રકાબી મ્હોડે માંડતાં જયશ્રીએ પૂછ્યું, "ચ્હા કેવી બની છે ?"

"સુંદર સ્રીના સુંદર હાથોએ સુંદર રીતે તૈયાર થયેલી ચ્હા સુંદર જ હોય ને !"

નવલરામે વાટકા વડે ચ્હા પીતાં પોતાની કાવ્યમય ભાષામાં જયશ્રીને અભિનંદન આપ્યું.

"તો આપે મારી પસંદગી કરી ને ?" જયશ્રીએ અભિનંદનનો સ્વીકાર કરતાં પૂછ્યું.

"આપને પસંદ હોય તો." નવલરામે જયશ્રીના ખભા પર હાથ મૂકતાં જવાબ આપ્યો.

જયશ્રી આથી છંછેડાઈ ગઈ. નવલરામનો ખભા પરથી હાથ તરછોડી ધક્કો લગાવી નવલરામ કંઈ બોલે કે કરે તે પહેલાં પુરૂષ-જાતિ પ્રત્યે ધીટકાર વરસાવતી જયશ્રી અલોપ થઈ ગઈ.

નવલરામે જયશ્રીના આ વર્તાવથી તેની પસંદગી ન જ કરવાની ગાંઠ વાળી.

અને બીજે દિવસે મંત્રી અને મંડળના સભ્યોએ પ્રત્યક્ષ શિક્ષણ પદ્ધતિ જોઈ પદમાવતીની શિક્ષિકા તરીકે પસંદગી કરી.

જયશ્રી નિરાશ થઈ પાછી આવી. જયશ્રીને સમજાયું કે જો ગઈ કાલે નવલરામની ઇચ્છા સંતોષી હોત અને તેમનું અપમાન ન કર્યું હોત તો જરૂર પોતાની જ પસંદગી થાત.

" કેમ પસંદગી થઈ ? "

જયશ્રીને ઘેર પાછી આવતાં મંગલાએ પૂછ્યું.

" ના. " જયશ્રીએ નિસાસો નાખી જવાબ આપ્યો.

મંગલાએ જયશ્રીને હિંમત આપતાં કહ્યું, " કંઈ ફીકર નહિ. કુમારને મારી પાસે મોકલ. "

કુમાર આવ્યો. મંગલાએ એક ચિઠ્ઠી લખી તે પરબીડીયામાં બંધ કરી કવર કુમારને આપ્યું અને સુચના કરી, " હમણાં ને હમણાં આ પરબીડીયું જેરામદાસને આપી આવ. "

" જવાબ લાવવાનો છે ? " કુમારે ખુલાસો માગ્યો.

" કહેજે કે જવાબની જરૂર નથી. "

માતાનો ખુલાસો સાંભળી કુમાર ઉતાવળા પગલે જેરામદાસને ત્યાં જવા ઉપડયો. જયશ્રીને નોકરી ન મળી એટલે હવે તેનું શું કરવું એ વિચારમાં તે જેરામદાસના ઘર તરફ પગલાં માંડતો હતો. રસ્તામાં સામા મંત્રીજી મળ્યા.

મંત્રીજીએ કુમારને ઠપકો આપ્યો, " અરે ! ત્હેંય કેવી સ્રીની ભલામણ કરી ? તારી શરમની ખાતર એને પ્રત્યક્ષ શિક્ષણ પ્રયોગ માટે તક આપી. પણ કંઈ શિક્ષણ આપતાં તો આવડતું જ નથી. "

પણ કુમારને આ ઠપકો સાંભળવાની ફુરસદ નહોતી. તેણે મંત્રીજીને કહ્યું, " ઠીક. ફરી મળીશું. જરા જેરામકાકાને ત્યાં જઈ આવું. "

એમ કહી કુમાર નવલરામને છોડીને આગળ વધ્યો. નવલરામે માથું ખંજવાળ્યું. એમને શંકા પડી કે કુમાર જયશ્રીની ભલામણ માટે જ મંડળના પ્રમુખ પાસે જાય છે.

કુમારે જેરામદાસને ત્યાં જઈ કંઈપણ બોલ્યા સિવાય માતાએ આપેલું પરબીડીયું જેરામદાસના હાથમાં મૂક્યું.

જેરામદાસે પરબીડીયું ઉઘાડી અંદરની ચિઠ્ઠી વાંચી. જેરામદાસે તેનો કંઈપણ જવાબ આપ્યા સિવાય કુમારને વિદાય કર્યો.

ચિઠ્ઠીમાં મંગલાએ લખ્યું હતું કે:—

" પાપના પ્રાયશ્ચિત તરીકે જયશ્રીને નોકરીમાં રાખો. મંગલા."

કુમારના ગયા પછી જેરામદાસે મંગલાની ચિઠ્ઠી ધારીધારીને વાંચી. બે-ચાર વખત વાંચી. ચિઠ્ઠીમાંનો એકેએક શબ્દ એમણે ચીપી ચીપીને વાંચ્યો.

" શું વાંચો છો જેરામકાકા ? "

જેરામદાસ ચિઠ્ઠી વાંચવામાં મશગુલ હતા ત્યાં મંત્રીજી લાકડી ઠોકતા ઓટલા પર ચઢયા.

" હં. કંઈ નહિ. આવો. તમારૂં જ કામ છે. "

જેરામદાસે નવલરામને આવેલા જોઇ ચિઠ્ઠી ફાડી નાખતાં મંત્રીજીને આવકાર આપ્યો.

" શું ? " નવલરામે લુચ્ચાઇભરી આંખોએ પૂછ્યું.

" હં. આપણે પદમાવતીને નિમણુંકનો પત્ર આપી દીધો ? "

જેરામદાસે ખાત્રી કરવા પૂછી જોયું.

" આ તૈયાર કરીને જ આપની મંજુરી માટે લાવ્યો છું. "

નવલરામે મંજુરી માટે પદમાવતીની નિમણુંકનો પત્ર રજુ કર્યો.

જેરામદાસે તે પત્ર હાથમાં લેતાં પૂછ્યું, " જયશ્રીને લેવામાં કંઈ ખાસ વાંધો છે ? "

" ના. પણ......"

" પણ શું ?...

" કંઇ નહિ. ત્યારે આપણે આનો નિકાલ આવતી કાલ પર મુલતવી રાખીએ. "

નવલરામે વિચાર કરી નીમણુંકનો પત્ર પાછો લઇ ખીસ્સામાં મૂક્યો.

" ભલે. પણ જયશ્રીને મલીને જે કરવું હોય તે કરજો. "

જેરામદાસે જયશ્રીની આડકતરી ભલામણુ કરી.

" જેવી આપની ઇચ્છા. "

નવલરામ પ્રમુખની સુચના પર વિચાર કરતા ઘેર ગયા. ઘેર આવીને નવલરામે તરત જ એક છોકરાને જયશ્રીને બોલાવી લાવવા મોકલ્યો અને છોકરા સાથે એવો સંદેશો પહોંચાડયો કે, " જેરામ-કાકાએ કહ્યું છે કે જયશ્રી મને મલી જાય. "

નવલરામનો સંદેશો પહોંચતાં જયશ્રી નવલરામને ઘેર આવી.

" મને બોલાવી'તી ? " જયશ્રીએ બારણામાં દાખલ થતાં પૂછ્યું.

" હા. "

જયશ્રીએ બેઠક લેતાં નવલરામે વાતચીત શરૂ કરતાં કહ્યું, " મારી સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઈ છે. મંડળના સભ્યો પદમાવતીની પસંદગી કરે છે ને પ્રમુખ સાહેબ આપની ભલામણ કરે છે. બોલો હવે મારે શું કરવું ? "

" આપને યોગ્ય લાગે તે. " જયશ્રીએ બેફીકરાઈથી જવાબ વાળ્યો.

" રસ્તો કાઢવો આપના હાથમાં છે. " નવલરામે ઝીણી આંખ કરી જયશ્રીને સુચના કરી.

" મારા હાથમાં ? " જયશ્રીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

" હા. " નવલરામના મુખપરના ભાવો બદલાયા.

જયશ્રીએ નવલરામનો હેતુ સમજી જઇ કહ્યું, " સમજી, હું આપની ઈચ્છાઓ સંતોષુ તો આપ પદમાવતીને બદલે મારી નિમણુંક કરો. એમને ? "

" સમજ્યાં ખરાં આખરે. " નવલરામે હસીને જયશ્રીના શબ્દોને પુષ્ટિ આપી.

જયશ્રીએ હા પાડતાં નવલરામ ખુરશી પરથી એકદમ ઉભા

થઈ ગયા. આવેશમાં ખેંચાઇ તે જયશ્રીની તદન પાસે ગયા અને જયશ્રીને ગાલે ચુંબન કરી પસંદગીની મ્હોર મારી.

"પુરૂષ તારી જાત–" જયશ્રી બબડી.

જયશ્રીને જોતાં જ નવલરામની આંખ એના પર ચોંટી હતી. પણ જો તે બારોબાર જયશ્રી જેવી એક સુંદર સ્ત્રીને પસંદ કરી નાખે તો પોતાના પર વહેમ આવવાનાં કારણો ઉભાં થાત એમ લાગવાથી જ નવલરામે 'પ્રત્યક્ષ શિક્ષણ પ્રયોગ' નું નાટક રચ્યું હતું. પણ જો એ નાટકના રીહર્સલમાં જયશ્રીએ પોતાનું અપમાન ન કર્યું હોત તો નવલરામની ઇચ્છા મંડળના સભ્યોને સમજાવીને પણ જયશ્રીની જ પસંદગી કરવાની હતી. પણ રીહર્સલ નિષ્ફળ જતાં અને તેમાં અપમાન થતાં પદમાવતીની પસંદગી કરી મામા ઉપર તથા શેઠ વનમાલીદાસ ઉપર ઉપકાર ચઢાવવાનો રસ્તોજ તેમને ઠીક લાગ્યો હતો. છતાંય જયશ્રી માટેનો તલસાટ પણ ઓછો નહોતો.

પરંતુ જ્યારે પ્રમુખેજ જયશ્રીની ભલામણ કરી અને નિષ્ફળ ગયેલું પ્રેમનું રીહર્સલ જયશ્રીએ સફળ રીતે ભજવ્યું ત્યારે નવલરામે પદમાવતીને નોકરી પર હાજર થવાનો તૈયાર કરેલો હુકમ ફાડી નાખી જયશ્રીને હાજર થવાનો હુકમ આપી દીધો.

## પ્રકરણ ૫ મું.

---

### નાત બહાર?

---

જ્યારથી કુંદનનો વિવાહ કુમાર સાથે થયો ત્યારથી રમેશના દીલમાં બેચેની રહ્યા કરતી હતી. કુમારની સાથે મિત્રતા જાળવી રાખવામાં પણ એનો હેતુ હતો. રમેશને કુમારની ભલમનસાઈ અને અદ્વિતીય ઉદારતાની પ્રતીતિ થઈ ચુકી હતી. વાતવાતમાં રમેશે એક વખત કુમારને કહ્યું હતું, " કુમાર, કુંદનનો વિવાહ મારી સાથે થયો હોત તો?"

ત્યારે કુમારે જણાવ્યું હતું, " મને આનંદ જ થાત. અને હજુ પણ જો તું કુંદન સાથે વિવાહ કરવા ઈચ્છતો હોય તો હું વિવાહ તોડવા તૈયાર છું."

રમેશે તે વખતે મનોભાવ છુપાવી ના કહી કુમારને અભિનંદન આપ્યું હતું. પણ તેણે કુમારના શબ્દો પર મદાર બાંધી હતી કે પોતે જો ધારશે તો કુમારની ઉદારતાથી કુંદનને મેળવી શકશે.

પણ જ્યારે કુમાર જયશ્રીના પરિચયમાં આવ્યો. કુમાર અને જયશ્રીને ભેટેલાં નજરેનજર જોયાં અને કુમાર જયશ્રીને પોતાના

વતન લઇ ગયો ત્યારે એ પ્રસંગોને જ ઉપયોગમાં લઇ પોતાનો હેતુ સાધવા રમેશે નિર્ણય કરી લીધો હતો.

અને રમેશે કુમારના સસરાને એક પત્ર લખી સઘળી બીના વિસ્તારપૂર્વક જણાવી છેવટે લખ્યું હતું કેઃ—

"હું અને કુમાર સાથે રહ્યા એટલે આ ખબર પડી. નહિ તો ક્યાંથી પડે ? કુમાર મારો મિત્ર ખરો પણ મિત્ર આડે રસ્તે જતો હોય તો તેને તેમ કરવા જતાં રોકવાની મિત્રની ફરજ ખરી. મ્હેં એને જયશ્રી સાથેનો સંબંધ તોડી નાખવા ઘણુંય સમજાવ્યો. એણે ન માન્યું અને મને લાગ્યું કે જો આપની સુશીલ પુત્રી કુંદનનું જીવન કુમાર સાથે જોડાય તો પછી કુંદનની શી દશા ? એનો વિચાર કરતાં મને કંપારી છૂટે છે.

હવે આપને યોગ્ય લાગે તેમ કરજો. મારૂં નામ આપ અને મારા શિવાય બીજું કોઈ જાણે નહિ એટલી કાળજી રાખજો.

આપના અને આપની પુત્રીના હિત માટે જ આપને ન છૂટકે લખવું પડ્યું છે."

આ રીતે રમેશે પોતાની રમત શરૂ કરી દીધી હતી. પરિણામની એ આતુરતાથી રાહ જોઈ રહ્યો હતો. કુમારના સસરાનો જવાબ આવશે એવી તેને આશા હતી. પણ તેનાં કંઇ ચિહ્ન જણાયાં નહિ.

ટપાલની એ દરરોજ રાહ જોતો. અને 'મારો કાગળ છે ?' એ પ્રશ્ન ટપાલીને પૂછવાનો આજ કેટલાય વખતથી તેનો નિત્યનો ક્રમ થઈ પડયો હતો.

કોઇ કોઇ વખત પિતાનો ખુશખબરનો પત્ર આવતો. પિતાના અક્ષર વાંચી એ આખો પત્ર પુરો વાંચવાની તસ્દીજ ન લેતો અને તેને ગમે ત્યાં રખડતો નાખી દેતો.

એવોજ એક તાજેતર આવેલો પિતાનો પત્ર રમેશે ઓરડીમાં રખડતો ફેંક્યો હતો. એ પત્ર કુમારના હાથમાં આવ્યો.

કુમાર આખોય પત્ર વાંચી ગયો.

"કેમ રમેશ ? ઘેર નથી જવું ?" કુમારે પત્રની વિગતો વાંચી પૂછ્યું.

"કેમ ?" રમેશને આ સાંભળી અચંબો થયો.

"આજે ચાર દિવસથી તો પત્ર આવીને પડયો છે." કુમારે રમેશના હાથમાં પત્ર મૂકતાં કહ્યું.

રમેશ આખરે પત્ર વાંચી ગયો. પિતાએ પોતાને વિવાહ માટે તેડાવ્યો હતો.

"ઠીક થયું ત્હેં કહ્યું તે. મારી તો ધ્યાન બહારજ હતું." રમેશે આભાર માન્યો.

"તારે કુંદન જોઈતી હતીને ?"

કુમારે વિચારમાં આંટા મારતાં પૂછ્યું.

"તું શું કહું છું ?"

રમેશ સમજી ગયો કે પોતાના પાસા સવળા પડવા શરૂ થયા છે.

"હું ઠીક કહું છું. કુંદન તેને મળશે."—

કુમારે પોતાની માતાનો આવેલો પત્ર રમેશને આપ્યો.

રમેશ એ પત્ર વાંચી મનમાં મલકાયો. પણ જાણે પોતાને ખુબ દુઃખ થયું હોય એવો ડોળ કરી દીલગીરી દર્શાવતાં રમેશે કહ્યું, "કુમાર, ઘણું જ ખરાબ થયું. આ સમાચાર જાણી ખુબ દીલગીરી થાય છે."

કુમારે હસીને જવાબ આપ્યો, "રમેશ, દીલગીર થવાનું કારણ નથી. અને ઇચ્છું છું—"

"—કુમાર ?"

"રમેશ, મારો વિવાહ તૂટયો. તારો વિવાહ થશે. કુંદન વિવાહિત રહેશે."

"પણ વિવાહ તોડવાનું કંઈ કારણ ?" રમેશે અજાણ બની પૂછ્યું.

"જયશ્રી. રજાઓમાં સસરાજી ગામ આવી ગયા હતા અને

મારી અને જયશ્રી સંબંધીની છુપી તપાસ કરી ગયા હતા અને તે બાદ આ નિર્ણય થયો લાગે છે." કુમારે કારણ જણાવ્યું.

રમેશને ખાત્રી થઈ કે દાવ સફળ થયો છે. પણ પોતાને આ ન ગમ્યું હોય એવો દેખાવ કરી કહ્યું. "મ્હેં તને પહેલેથી જ કહ્યું હતું પણ ત્હેં ન માન્યું."

"કંઈ ફીકર નહિ."

કુમારને વિવાહ તૂટ્યો એની દીલગીરી નહોતી. સમાજમાં પોતે હડધુત થશે એવા પરિણામની આશા રાખીને જ કુમારે જયશ્રીનો ઉદ્ધાર કરવાનો નિર્ણય કર્યો હતો.

બન્નેએ સાથે જ ઘેર જવાની તૈયારી કરી. એક જ ટ્રેનમાં તેઓ બન્ને બેઠા. પણ બન્નેના પંથ ન્યારા હતા.

કુમાર ઘેર જવા નીકળ્યો પણ તેના પગ પાછા પડતા હતા. વિવાહ તૂટ્યો તેની કંઈ ચિંતા નહિ પણ માતાને આથી કેટલું દુઃખ થયું હશે? 'વહુ' લાવવાની એની હોંશ ઉડી જતાં માતાને કેટલો સખત આઘાત લાગ્યો હશે? વિવાહ તૂટવાથી માની શી દશા થઈ હશે એની વિવિધ કલ્પના કરતાં કરતાં કુમાર ઘેર ગયો.

પણ ઘેર પહોંચતાં માતાના મુખ પર આશાભંગનું એક પણ ચિહ્ન કુમારને જણાયું નહિ. કોઈ પણ રીતે એને દુઃખ થયું હોય એમ માને જોતાં લાગ્યું નહિ. ઉલટ માતાને આડોશીપાડોશીઓ આશ્વાસન અને સલાહ આપવા આવેલાં તેમને જે ધીરજ અને ગંભીરતાથી જવાબ આપતી જોઈ કુમારને અચંબો જ થયો.

"મંગલા, તું ઘરડી થતી જાય છે તેમ તારી બુદ્ધિ પણ ઘરડી થતી જાય છે." દયામિશ્રિત ઠપકો આપતાં મંગલાથી ઉમરમાં મોટાં જમનાડોસી બોલ્યાં.

"જમનાકાકી, વિવાહ તૂટ્યો એનું મને જરાએ દુઃખ નથી."

મંગલાની સંસાર પ્રત્યેની આવી ઉદાસીનતા જોઈ મંગલાની બ્હેનપણી રેવાથી બોલ્યા વગર રહેવાયું નહિ.

રેવાએ દુ:ખ વ્યક્ત કરતાં કહ્યું, "એ તો તું આ સહન કરી લે. જો મારા છોકરાનો કોઈ વિવાહ તોડે તો તેની ખબર લઈ નાખું. તને ભલે ન લાગે પણ મને તો લાગી આવે છે. જેવો મારો ઈન્દુ તેવો મારો કુમાર. એનો વિવાહ તૂટયો એ મારા ઈન્દુનો વિવાહ તૂટયા બરાબર છે."

"પણ રેવાબ્હેન, વાત એમ છે કે જો મંગલાબ્હેન જયશ્રીને ગામમાંથી દૂર કરાવે અને કુમાર એની સાથેનો સંબંધ તોડી નાખે તો હું કુમારના સસરાને સમજાવી વિવાહ ચાલુ રખાવું."

તપકીર સુંઘતાં સુંઘતાં કુમારના સસરાપક્ષનાં વિદ્યાગૌરીએ ઉકેલ બતાવ્યો.

"જયશ્રી તો મારી પુત્રી છે, ગમે તેવી હશે-એ મારી પુત્રી છે. એને હું દૂર નહિ કરી શકું." મંગલાએ મક્કમતાથી પોતાનો નિર્ણય જણાવી દીધો.

"તો તમે એજ દાવનાં છો."

વિદ્યાગૌરીનાં યુવાન પુત્રવધુ કાન્તાથી મંગલાની અક્કડાઈ સહન ન થતાં બોલ્યા સિવાય રહેવાયું નહિ.

"તું છાની મરને. નાને મ્હોંએ તારે શું કરવા બોલવું પડે ? બોલનારી હું ક્યાં હજુ મરી ગઈ છું ?" વિદ્યાગૌરીએ કાન્તાને વધુ બોલતાં અટકાવી.

"મારે શું બા ? કરશે એવું ભોગવશે. આપણે તો ભલા માટે કહીએ છીએ ત્યારે વાંકુ પડે છે." કાન્તાએ છાંછીયાં કર્યાં.

"તું એ છાનીમાની બેસ કાન્તા. હાં મંગલાબ્હેન, જયશ્રી આપણી જ્ઞાતિની નથી અને તમે જયશ્રી સાથે ઘરમાં ખાવાપીવાનો વહેવાર રાખો છો એ નાતવાળાની જાણમાં આવી ગયું છે. જયશ્રી સાથેનો સંબંધ તોડી નહિ નાખો તો પરિણામ સારું નથી." વિદ્યાગૌરીએ મંગલાને ચેતવણી આપી.

"કંઈ પરવા નહિ." મંગલાએ ઠંડા પેટે જવાબ આપ્યો.

"એમ ? યાદ રાખો મંગલાબ્હેન, વિવાહ તો તૂટ્યો છે. હવે નાતબહાર થવું પડશે." વિદ્યાગૌરીએ મંગલાને વધુ ગભરાવવા પ્રયાસ કર્યો,

"ભલે." મંગલા પોતાના નિર્ણયમાં દૃઢ હતી.

મંગલા કોઈનું માનશે નહિ અને પોતાનું ધાર્યું જ કરશે એમ લાગવાથી સૌ પડોશીઓ અંદર અંદર ગુસપુસ વાતો કરતાં વિખરાયાં.

વિદ્યાગૌરીએ મંગલાના ઓટલો ઉતરતાં જમનાડોસીને ધીમેથી કહ્યું, "હું તો મંગલાથી નાની અને મારો કાન્તી કુમારથીય નાનો વીશેક વર્ષનો તોય મારો કાન્તી બે છોકરાંનો બાપ થયો. મારી તો દાદીમા થવાની હોંશ પુરી થઈ પણ આ મંગલાને તો જાણે કંઈજ પડી જ નથી."

"મને તો વિદ્યા એમ લાગે છે કે મંગલાની દાનત કુમારને જયશ્રી સાથે પરણાવવાની છે." જમનાડોસીએ વિદ્યાગૌરીના કાનમાં પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"પણ એ મુઈ છે કોણ ?" વિદ્યાગૌરીએ પૂછ્યું.

"રામ જાણે કોણ છે એ. પણ ગામમાં તો એની ખરાબ વાતો થાય છે એટલું આપણે જાણીએ છીએ."

જમનાડોસીએ સાંભળેલી વાત વિદ્યાને જણાવી.

આડોશીપાડોશીના ગયા પછી કુમાર અને જયશ્રી મંગલા પાસે આવ્યાં.

જયશ્રીની ધારણા ખરી પડી. પોતાને લીધે જ કુમારનો વિવાહ તૂટ્યો, સમાજમાં નિંદા પણ થવા લાગી. પુરૂષ જાતિ પ્રત્યે વેર લેવા તલસતી જયશ્રીને કુમારની આ દશા અસહ્ય લાગી.

"મંગલાબા, મને ગામ છોડવાની રજા આપો." જયશ્રીએ આજીજી કરી.

"નહિ." મંગલાનો જવાબ ટુંકો હતો.

મંગલાએ કુમારની મનોદશા જાણવા તેના તરફ જોઈ પૂછ્યું, "કુમાર, વિવાહ તૂટવાથી તને લાગ્યું ખરું ?"

માતાનું સંસારમાં રહ્યા છતાં બીનસંસારીનું નિર્મોહ વર્તન જોઈ કુમાર મુગ્ધ થયો. જુના જમાનાની માતાને નવા સમાજના પ્રશ્નો પ્રત્યે હિંમતભર્યું વલણ અખત્યાર કરતી જોઈ. પણ કુમારને એનું કારણ સમજાયું નહિ.

"જરાય નહિ. તું જયશ્રીને ન છોડું તો મારાથી તો છોડાયજ કેમ ?" કુમારનો જવાબ પણ હિંમતભર્યો હતો.

"મારે એજ જવાબ જોઇતો હતો. હવે તમે બન્ને જાવ." મંગલાએ બન્નેને જવા સૂચવ્યું.

"મા." જયશ્રી ઉઠતાં ઉઠતાં મંગલાને પગે લાગી. જયશ્રીનું હૃદય ભરાઇ આવ્યું. સગી મા પણ મારા જેવી પતિત પુત્રીને ન સંઘરત અને મંગલા સંઘરે છે એ વિચારે એને વધુ લાગી આવ્યું.

"મા...તું મા છે." જયશ્રીની આંખમાંથી અશ્રુ ટપક્યાં.

"હા. બેટી. હું તારી મા છું."

મંગલાએ જયશ્રીને તેના શરીરે હાથ ફેરવી આશ્વાસન આપ્યું.

સુચના છતાં કુમાર અને જયશ્રી ત્યાંથી ન ખસતાં મંગલાજ ઉઠીને ચાલી ગઈ.

કુમાર અને જયશ્રીએ સામસામું જોયું. બન્નેને એકબીજાને કંઇ કહેવું હતું. પણ જીભ ઉપડતી નહોતી. આંખો આખોએ વાતો કરી લીધી.

કુમારની જ્ઞાતિમાં સગપણ તોડનારને જ્ઞાતિબહાર મુકવાનો રિવાજ હતો. કુમારના સસરા અમથાલાલે પુત્રીનો વિવાહ તોડયો હતો તો તેમની સામે શું પગલાં લેવાં એનો નિર્ણય કરવા પાસેના ગામમાં રાતના નાત એકઠી થઇ હતી. કુમારને પણ ખુલાસો કરવા નાતની સભામાં ખાસ હાજરી આપવા નોંતરૂ આવ્યું હતું.

નાતના માણસો એકત્ર થયા. બધા મુખ્ય માણસો આવી જતાં જ્ઞાતિશેઠ મગનલાલે સભાના કામની શરૂઆત કરતાં કહ્યું, " અમથાલાલે પુત્રીનો વિવાહ તોડી નાતના રિવાજનો ભંગ કર્યો છે. એ માટે શું કરવું તે આપ નાતભાઈઓ નક્કી કરો."

" પણ મને સાંભળશો તો ખરાને ?" અમથાલાલે બચાવમાં બોલવાની ઈચ્છા દર્શાવી.

" હા. બોલો બોલો." કેટલાક જ્ઞાતિજનો સામટા બોલી ઉઠયા.

" ટુંકમાં કારણ એવું છે કે કુમારે જયશ્રી નામની એક સ્ત્રી સાથે ખાનગી સંબંધ બાંધ્યો છે. કેમ ખરૂં ને કુમાર ?"

અમથાલાલે કારણ જણાવતાં કુમાર સામે જોયું.

" ખાનગી નહિ, ઉઘાડો." કુમારે ખુલાસો કર્યો.

" પણ સંબંધની વાત તો ખરીને ? કેટલાક જ્ઞાતિજનોએ સવાલ ઉઠાવ્યો.

" હા." કુમારે કબુલ કર્યું.

" જુઓ, કુમાર સંબંધની વાત તો કબુલ કરે છે." જ્ઞાતિજનોને ઉદ્દેશી અમથાલાલે કહ્યું અને કુમારને પૂછ્યું, " તમને અને જયશ્રીને ભેટેલાં રમેશે જોયાં હતાં એ વાત સાચીને ?"

કુમાર રમેશનું નામ સાંભળી ચોંકયો. શું રમેશે જ મને પીઠ પાછળ ઘા માર્યો ? ભલે. કુમારે વિચારમગ્ન દશામાં રમેશની વાત કબુલ કરી.

" જુઓ જ્ઞાતિજનો, આથી વધારે સબળ પુરાવો હવે કેવો જોઇએ ? આટલું છતાં તમારામાંથી કોઈ કુમાર જેવાને કન્યા આપે ખરા ? અમથાલાલના પગમાં જોર આવ્યું.

" વાત તો સાચી. એવાને કોઈ કન્યા ન આપે." જ્ઞાતિજનોના સુર સંભળાયા.

જ્ઞાતિશેઠે પછી કુમારને પૂછ્યું, " હવે તમારે કંઈ કહેવું છે ?"

" હા. " કુમાર ઉભો થઇને બોલ્યો.

" અમથાલાલે જે વાત કરી તે સાચી. પણ તે અવળી રીતે રજુ કરવામાં આવી છે. હું અને જયશ્રી ભેટયાં હતાં. પુત્રી પિતાને ભેટે, બ્હેન ભાઇને ભેટે એ રીતે જયશ્રી મને ભેટી હતી. એ જો ગુન્હો હોય તો જ્ઞાતિજનો મને ગમે તે શિક્ષા કરે. "

કુમારનો આ જવાબ સાંભળી એક યુવાન જ્ઞાતિજન બોલી ઉઠયો, " આ જુઠ્ઠો બચાવ છે. આ હડહડતા કળીયુગમાં એકાંતમાં એક યુવાન અને એક અજાણી યુવતી પરસ્પર ભાઇબ્હેન તરીકે ભેટે એમ કહેવું એ નરી છેતરપીંડી છે. "

જ્ઞાતિ સભાએ બન્નેને સાંભળી નિર્ણય માટે વાટાઘાટ કરવા માંડી. વાટાઘાટને અંતે નાતનો નિર્ણય જણાવતાં જ્ઞાતિ શેઠે કહ્યું, " જે સંજોગોમાં અમથાલાલે વિવાહ તોડયો છે એ બરાબર છે. આ સ્થિતિ ધ્યાનમાં લઇ વિવાહ તોડનારને નાતબહાર મૂકવાના જ્ઞાતિના નિયમમાંથી અપવાદ દાખલ તેમને મુક્ત રાખવામાં આવે છે. "

જ્ઞાતિસભાના ઠરાવ પર સહીઓ લેવાઇ. કુમારે સહી ન કરી. એટલાજ કારણથી કે, ઠરાવમાં પોતાને માટે અને જયશ્રી માટે અયોગ્ય આક્ષેપો મુકવામાં આવ્યા હતા.

" સહી કરો કે નાતબહાર જાવ. "

એક જ્ઞાતિજને કુમારની સહી માટે ઠરાવનું કાગળીયું રજુ કરતાં કુમારે ના પાડતાં ધમકી આપી.

" આક્ષેપોનો ભાગ કાઢી નાખો તો સહી કરું. " કુમારે આ શરતે સહી કરવાની તૈયારી બતાવી.

" સહી ન કરે તો મુકો નાતબહાર. એની મેળે સીધો આવશે. " ખુણામાંથી એક જણે સ્પષ્ટ દરખાસ્ત કરી.

" અને હાં. મારી બા વિણાગોરી કહે છે કે પેલી જયશ્રી તો આપણી નાતની પણ નથી અને કુમારના ઘરમાં ખાયપીએ છે. "

વિદ્યાગૌરીના સુપુતે કુમારને નાતબહાર મૂકવાનું સબળ કારણુ રજૂ કર્યું.

"આ વાત ખરી છે?" જ્ઞાતિશેઠે કુમારને પૂછ્યું.

કુમારે હા પાડી સત્ય હકીકત કબુલ કરી.

— જ્ઞાતિસભાએ વાટાઘાટને અંતે પછી બીજો ઠરાવ કુમારના કુટુંબને નાત બહાર મૂકવાનો કર્યો.

અને કુમારે સાચી વસ્તુ પર ઘડાયલા નિર્ણયને માન આપી પોતાના કુટુંબને નાતબહાર મૂકવાના ઠરાવ પર સહી કરી આપી.

જ્ઞાતિસભાનું કામ પુરૂં થતાં કુમાર પોતાને ગામ પાછો ફર્યો.

મંગલા અને જયશ્રી, નરેન્દ્ર અને પ્રમીલા કુમારના આગમનની રાહ જોઇ બેઠાં હતાં.

મધરાત વીતી ગયા છતાં, કોઇએ સોડ તાણી ન હતી. જ્ઞાતિનો નિર્ણય જાણવા કુમારના આગમનની રાહ જોતાં તે બેઠાં હતાં.

નરેન્દ્ર અને પ્રમીલા 'કુંદન ભાભી' આવશે કે નહિ એની ચર્ચા કરી રહ્યાં હતાં.

"બોલ નરેન્દ્ર, ભાભી આવશે કે નહિ?" પ્રમીલાએ નરેન્દ્રનો હાથ ખેંચી પૂછ્યું.

"ના." નરેન્દ્રે હાથ છોડવતાં કહ્યું.

"ના શું? જરૂર આવશે." પ્રમીલાએ આશાવાદી બની કહ્યું.

"નહિ આવે."

"આવશે."

"નહિ આવે. નહિ આવે. નહિ આવે."

નરેન્દ્રે ખીજવાઇ જઇને કહ્યું.

"આવશે. આવશે. આવશે. કુંદન ભાભી જરૂર આવશે." પ્રમીલા નરેન્દ્રના ગુસ્સાની પરવાહ ન કરતાં ચીપી ચીપીને બોલી.

"હું કહું છું કે નહિ આવે. નકામી શેના લવારા કરૂં છું?"

એમ કહીને નરેન્દ્રે પ્રમીલાને ચાર પાંચ લપડાક લગાવી દીધી.

જયશ્રીએ મંગલાની સામું જોયું. પણ આ જોઈ મંગલાના ચહેરા પર કંઈ ફેરફાર થયો જણાયો નહિ. જયશ્રી પણ કંઈ ન બોલી.

પ્રમીલા પણ નરેન્દ્રને સામી મારવા લાગી.

બન્નેનો ઝગડો વધી પડયો.

"યાદ રાખ જો, પ્રમીલા અને નરેન્દ્ર–"

ધીમા પણ સત્તાહી સ્વરે મંગલા આટલા જ શબ્દો બોલતાંની સાથે પ્રમીલા અને નરેન્દ્ર વિખુટાં પડી અપરાધીની માફક નીચે મ્હોંએ ઉભાં રહ્યાં.

મંગલાએ વાકય પુરૂં કરતાં કહ્યું," જો બહુ લડશો તો તમને બન્નેને સાથે બાંધી દઈશ. સમજ્યાં ? જાઓ હવે સુઈ જાઓ."

મંગલાની આજ્ઞા થતાં બન્ને બાળકો સુવા ગયાં.

જયશ્રીને મંગલાનું આ ઉચ્ચારણ અર્થસુચક લાગ્યું. જયશ્રીએ મંગલાના શબ્દોનું પૃથ્થકકરણ કર્યું. પ્રમીલા અને નરેન્દ્રને સાથે બાંધી દઈશ એવા શબ્દોનો જયશ્રીએ અર્થ કર્યો. શું મંગલાબા મારી પ્રમીલાનો વિવાહ નરેન્દ્ર સાથે કરવા માગે છે ?

કુમાર મોડી રાતે ઘેર આવ્યો.

માતાને જ્ઞાતિના નિર્ણયો જણાવ્યા.

બધી હકીકતે સાંભળી મંગલાએ અભિપ્રાય દર્શાવ્યો.

" કંઇ ગુમાવ્યું નથી."

"કેમ ? મારે ખાતર તમે શું નથી ગુમાવ્યું ? મંગલાબા, તમે કુંદન જેવી કુંદન ' વહુ ' ગુમાવી ? કુમારે કુંદન સમ પત્ની ગુમાવી. નાત બહાર મૂકાયા. મારે લીધે–કેવળ મારે લીધેજ તમે આ બધું નાહકનું સહન કરી રહ્યાં છો. મા, તમારા કુટુંબની આવી સ્થિતિ કર્યા પછી હવે હું અહીં રહી તમને સમાજમાંથી બહિષ્કૃત કરાવવા ઇચ્છતી નથી. મારે ખાતર કુમારનું આશાભર્યું જીવન વેડફાય છે.

તમારા કુટુંબની ઇજ્જત આબરૂ ધુળમાં રગદોળાયલી જોયા પહેલાં-મા-ભલે હું દુનિયા છોડી જાઉં."

જયશ્રીએ ગળગળા ભર્યા અવાજે પોતાની લાગણીઓ દર્શાવી.

"જયશ્રી, જીવનથી હારી ગઈ?"

મંગલાના આ પ્રશ્નનો જવાબ જયશ્રીથી આપી શકાયો નહિ. તે યંત્રવત આંખમાં આંસુ સાથે મુગી ઉભી રહી.

"કુમાર, મ્હેં કહ્યું ને કે આપણે કંઇ ગુમાવ્યું નથી."

મંગલાએ કુમાર તરફ જોઈ કહ્યું.

"મને ન સમજાયું?" કુમાર મંગલા શું કહેવા માગે છે એ ખરેખર ન સમજાયું.

"સમજવાનું અઘરૂં નથી. તારો વિવાહ તુટયો અને-" મંગલા જયશ્રી અને કુમાર તરફ જોવા અટકી આગળ કહ્યું, "-અને નરેન્દ્રનો વિવાહ થયો."

કુમાર અને જયશ્રીએ એકબીજાની સામું જોયું. બન્ને મંગલાનો વિચાર સમજી ગયાં. પણ કુમારે સ્પષ્ટતા કરવા પૂછ્યું.

"કોની સાથે?"

"પ્રમીલાની સાથે."

મંગલાએ આ પ્રમાણે નરેન્દ્ર અને પ્રમીલાનો વિવાહ સંબંધ જાહેર કરતાં કુમાર અને જયશ્રી બન્ને ચોંકી ઉઠયાં. મંગલા આવી જાહેરાત કરશે એવી અત્યાર સુધી ન તો કુમારને આશા હતી ન તો જયશ્રીએ એવું સ્વપ્ન સેવ્યું હતું.

જયશ્રીએ ઉપકારની લાગણી પ્રદર્શિત કરતાં કહ્યું:-

"મંગલાબા, તમે નાતબહાર મૂકાયાં ને મને તમારી નાતમાં લીધી."

## પ્રકરણ ૬ ઠું.

### મંત્રીપદ

બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી કુમાર જેરામદાસના ાગ્રહથી ગામની જ હાઈસ્કુલમાં શિક્ષક તરીકે જોડાયો અને મેત્રમંડળનો કાયમી સભ્ય બન્યો.

નવલરામ ઘણા વર્ષથી મંત્રી તરીકે ચાલુ રહ્યા હતા. દર વર્ષે ંત્રીની ચુંટણી તો થતી પરંતુ મંત્રી તરીકેની જવાબદારી સાચવે ાવો કોઈ સભ્ય આગળ ન આવતાં તે સર્વાનુમતે બીનહરીફ ચુંટાઇ ાવતા હતા

નવલરામનું મંત્રીપદ ઝુંટવી લેવાની જાહેર ઇચ્છા વ્યક્ત કરવાની ડળના સભ્યોની મરજી છતાં હિંમત નહોતી ચાલતી. નવલરામ વર્ષો સુધી મંત્રી તરીકે કામ કરતા હતા તે પ્રત્યે શરૂઆતમાં ડળના સભ્યોને ખાસ ઇર્ષા નહોતી. પરંતુ મંડળની સંસ્થાઓમાં લરામે પોતાની જ્ઞાતિના અને કાકા મામાના ઘણા માણસોને રીમાં રાખવા માંડતાં આ સામે કોઇ સભ્ય વાંધો ઉઠાવતો તો

નવલરામ કહી દેતા કે તમે કોઇ લાયક માણસ ખોળી આપો. પરંતુ જ્યારે તે સભ્ય જવાબમાં અશક્તિ દર્શાવતો ત્યારે નવલરામ ખુશ થતા હતા. પરંતુ છેલ્લાં એએક વર્ષમાં મંડળના કેટલાક સભ્યોએ પોતાના માણસો સંસ્થાઓમાં નોકરી સારૂ રજૂ કર્યાં ત્યારે નવલરામે તે તરફ બેદરકાર રહી ખાલી પડતી જગાઓ પોતાનાજ માણસોથી પુરી દીધી. તે સભ્યો આથી રોષે ભરાયા હતા પરંતુ જેરામદાસની બીકે કોઇથી બોલાતું નહોતું. નવલરામ પર જેરામદાસના ચારે હાથ હતા. અને તેથી મંડળનું કામ નવલરામ પોતાની મુનસફી પર ચલાવ્યે જતા હતા. પોતાની ફરિયાદો સંબધમાં નવલરામે દાદ નહિ આપવાથી મંડળના કેટલાક સભ્યોમાં તેમના પ્રત્યે છુપો રોષ વધ્યો હતો. પણ એ રોષ જાહેર રીતે વ્યક્ત કરવા તેઓ અશક્ત હતા.

કુમારે મંડળનો સભ્ય થયા પછી નવલરામની શરૂ થઇ ચુકેલી આપખુદી જોઇ લીધી. પણ કુમાર તેમની મંડળની એકધારી લાંબી સેવાઓ જોઇ ચુપ રહેતો હતો. નોકરોની પસંદગી કરવામાં નવલરામે ગમે તેવી નીતિ અખત્યાર કરી હોય પણ સંસ્થાનું હિત તેને ધ્યાનબહાર રાખ્યું નહોતું. એટલે નોકરોની પસંદગી કરવાની રીત ઉત્તમ ગણાતી આવી હતી. પોતાના માણસોને નોકરીઓમાં રાખવા છતાં સંસ્થાઓની પ્રગતિ તરફ એમને બેદરકારી સેવી નહોતી. મંડળનો હિસાબ નવલરામે ખુબ ચોખ્ખો રાખ્યો હતો. નવલરામે જાતે પૈસે ટકે સુખી હોઇ મંડળના હિસાબમાં તેમણે કોઇ દિવસ ગરબડ કરી નહોતી. મંડળ અંગેનો ખર્ચ પણ તે ખુબ કરકસરથી કરતો. જેરામદાસ નવલરામ પર આથી વિશેષ ખુશ રહેતા.

કુમાર હાઇસ્કૂલમાં નોકરીએ રહેતાં અને મંડળનો કાયમી સભ્ય થતાં જયશ્રીના હૃદયમાં કુમાર મંડળનો મંત્રી થાય એવી ભાવના પેદા થઇ

કુમારને મંત્રીપદે કેવી રીતે લાવવો તે સંબંધમાં જયશ્રીએ ખુબ વિચાર કરી યુક્તિ કરી.

જયશ્રી બાલમંદિરની નોકરીમાં દાખલ થયા પછી મંડળના કેટલાક સભ્યો જયશ્રી તરફ આકર્ષાઇ વારંવાર બાલમંદિરની મુલાકાત લેતા હતા. નવલરામ તરફ સભ્યોનો છુપો રોષ એણે જાણી લીધો હતો.

જયશ્રી બાલમંદિરની મુલાકાતે આવનાર સભ્યોને નવલરામને મંત્રીપદથી નિવૃત્ત કરી કોઇ યુવાન સભ્યે મંત્રીપદ હાથમાં લેવા સમજાવી તેમનો છુપો રોષ સતેજ કરતી હતી.

એક વખત મંડળના કેટલાક વૃદ્ધ અને યુવાન સભ્યો સંસ્થાઓની મુલાકાતે જતાં બાલમંદિરની મુલાકાતે આવ્યા.

શિક્ષણ પદ્ધતિ અને વ્યવસ્થા જોઇ સભ્યો ખુશ થયા.

એક સભ્યે જયશ્રીને સુંદર કામગીરી બદલ અભિનંદન આપ્યું.

જયશ્રીએ હસીને અભિનંદનનો સ્વીકાર કર્યો.

જયશ્રી બધાને પોતાની ઓફિસ રૂમમાં તેડી ગઇ. બેઠક લીધા પછી જયશ્રીએ જણાવ્યું.

" મારે આપને બે શબ્દ કહેવા છે. "

બધા સભ્યોએ સંમતી આપી.

જયશ્રીએ ઊભી થઇ મંડળના સભ્યોને એક નાનકડું ભાષણ આપી દીધું.

" નવલરામભાઈ મંત્રી તરીકે લાંબો વખત રહ્યા છે. એમનું કામ સુંદર છે એની કોઈથી ના કહેવાય તેમ નથી. પણ મારે તો તમને એકજ વાત કહેવાની છે અને તે એ કે એકજ માણસ લાંબો વખત મંત્રી તરીકે ચાલુ રહે તો પછી બીજાને અનુભવ ક્યાંથી મળે ? આ મારા યુવાન ભેરૂઓ છે તેમાંથી કોઇએ હવે મંત્રીપદ સ્વીકારી તેમના જ્ઞાનનો અને બુદ્ધિશક્તિનો મંડળે લાભ લેવો જોઇએ અને નવલરામભાઇને હવે આરામ આપવો જોઇએ. એક ધારૂ સતત કામ કરવાથી તેમની તબીઅત પણ હવે સારી રહેતી નથી એનો પણ વિચાર કરવો જોઇએ. "

મંડળનું કામ અંદર અંદરનો છુપો રોષ છતાં શાંતિથી આગળ આગળ ધપ્યે જતું હતું પણ જયશ્રીએ જાહેરમાં યુવાન સભ્યોનાં દિલ આ રીતે ઉશ્કેરી મૂકયાં. તેમનામાં મંત્રીપદની મોહીની મૂકી છુપો રોષ જાહેર રીતે વ્યક્ત કરવાનો મંત્ર મૂકી દીધો.

"બરાબર કહ્યું." એવા ઉદ્‌ગારો કાઢી સભ્યો બાલમંદિરમાંથી પાછા ફર્યા.

પાછા ફરતાં એક યુવાન સભ્યે કહ્યું, "જયશ્રી બ્હેનની વાત તો સાવ સાચી છે, નવલરામ તુમાખી થઈ ગયો છે."

"બરાબર છે. મંડળના સભ્યનું પણ સાંભળતોજ નથી. હવે તો આ વખતે આપણામાંથીજ કોઈ યુવાન સભ્યનેજ મંત્રી ચુંટી કાઢવા જોઇએ."

બીજા સભ્યે સંમતી આપી.

"તું ઠીક કહે છે. નવલરામ સર્વસત્તાધીશ બની ગયો છે. એનું આપખુદીભર્યું વલણ હવે અસહ્ય થઈ પડયું છે."

નવલરામ તરફ રોષે ભરાયલા ત્રીજા સભ્યે પણ અનુમોદન આપ્યું.

"પણ ચુંટશો કોને?" યુવાન સભ્યોની વાતચીત સાંભળી એક વૃદ્ધ સભ્યે ધ્યાન ખેંચ્યું.

અને બધા એકબીજાની સામું જોતા પોતે ચુંટાવાની મનમાં આશા સેવતા આગળ ચાલ્યા.

જયશ્રીએ બાલમંદિરમાં જે નાનકડું ભાષણ કરી નાખ્યું અને સભ્યોમાં મંત્રી ચુંટાવા માટેની લાલસા પેદા થઈ ગયાની વાત જેરામદાસ, નવલરામ અને કુમારના કાને પહોંચી ગઈ.

જયશ્રી સાંજે બાલમંદિરમાંથી ઘેર આવતાં કુમારે એનો ઉધડો લીધો, "તને આવું ભાષણ કરવાનું કોણે ડહાપણ કરાવ્યું હતું?"

'મ્હેં શું ખોટું કર્યું છે?' જયશ્રીએ ઉશ્કેરાયા શિવાય જવાબ દીધો.

" ખોટું નથી કર્યું તો સારૂંય કામ ત્હેં શું કર્યું છે? જે સભ્યો અમે મતભેદ અને ઝગડા છતાં સહકારથી અને સંપથી કામ કર્યે જતા હતા તેમના દિલમાં ત્હેં ઉઘાડી ઈર્ષા પ્રકટાવી. હજુ તો વાર્ષિક સભાની ત્રણ માસની વાર છે અને અત્યારથી-આજથીજ સભ્યોમાં મંત્રી તરીકે ચુંટાવાની હરીફાઈ શરૂ થઈ ગઇ છે, અને પરિણામની ખબર છે? મંડળની અવનતિ-કહે ત્હેં, મંડળનું શું સારૂં કર્યું છે?"

કુમાર જયશ્રી પ્રત્યે નારાજ થઇ ગયો.

" ભાઈ, હું ભૂલી. ક્ષમા કર."

પોતાનું વર્તન કુમારને દુઃખદાયક લાગતાં જયશ્રીએ માફી માગી.

પણ કુમારને એ માફીની જરૂર નહોતી. જયશ્રીએ મંડળના વિનાશનાં બીજ રોપી દીધાં હતાં. સભ્યોમાં હોદ્દાઓની લાલસા પેદા કરી દીધી હતી. કુમારે સભ્યોની હોદ્દાઓની લાલસાથી મંડળો ભાગતાં જોયાં હતાં. મિત્રમંડળનું ભાવિ પણ એને જોખમમાં લાગ્યું. જયશ્રી પર તે આજે ખુબ અકળાઈ ગયો હતો.

જયશ્રીની માફીના જવાબમાં કુમારે ક્રોધિત થઈ જયશ્રીને એક ધોલ લગાવી દીધી.

" ભાઈ, હું ભૂલી."

જયશ્રીને કુમાર પ્રત્યે રોષ નહોતો.

પુરૂષ જાતિ પ્રત્યે વેર લેવા તલસતી જયશ્રી કુમાર આગળ ગરીબ ગાય જેવી હતી. બીજા કોઇ પુરૂષે જો જયશ્રીને થપ્પડ મારો હોત તો જયશ્રીએ તેનો સામો જવાબ આપી દીધો હોત પણ આ તો કુમાર હતો.

" તારી ભૂલનું ફળ આ." એમ કહેતાં કુમારે ગુસ્સામાંને ગુસ્સામાં જયશ્રીના બીજા ગાલમાં બીજી થપ્પડ ચોડી દીધી

મંગલા આ જોઈ રહી હતી.

" કુમાર. એય ભૂલી. તું પણ રસ્તો ભૂલ્યો."

મંગલાએ કુમારને તેની ભૂલનું ભાન કરાવ્યું.

" બા."

કુમારે પોતાની ભૂલ જોઈ લીધી. ગુસ્સો નરમ પડતાં તેને ખ્યાલ આવ્યો કે જયશ્રીને મારવામાં પોતે ભૂલ જ કરી હતી.

" માફી માગ જયશ્રીની." મંગલાએ કુમારને આજ્ઞા કરી.

" મા. હું તમારી ક્ષમા યાચું છું. ભૂલ મ્હેં કરી છે, કુમારે નહિ. કુમારે મારી માફી માગવાની હોય નહિ.

જયશ્રીએ ઘુંટણીએ પડી મંગલાનો પાલવ પકડયો.

રાતના જમણ બાદ જયશ્રીને નવલરામનું તેડું આવ્યું.

મંગલા અને કુમારની આજે ખાસ રજા લઈ જયશ્રી નવલરામને ત્યાં ગઇ.

ઉનાળો હોવાથી નવલરામ બારીબારણાં ખુલ્લાં મૂકી ખાટલામાં સુતા સુતા પંખા વડે પવન ખાતા હતા.

જયશ્રીએ આવી બારણાં બંધ કર્યાં અને નવલરામની પાસે આવી.

નવલરામનો ગુસ્સો આજે સમાયો સમાય તેવો નહોતો. જયશ્રીને જોતાં જ એમનો રોષ ભભુકી ઉઠયો.

" તમને કાલથી નોકરી પરથી છૂટાં કરવામાં આવે છે."

નવલરામે રોષમાં ને રોષમાં મૌખિક ફરમાન કર્યું અને પાસું ફેરવી દીધું.

" ભલે. હું તો ચાલી જઇશ. પણ તમને ગમશે ?" જયશ્રીએ ટકોર કરી.

" એટલે શું કહેવા માગો છો ?"

નવલરામે તેની સામું જોયા શિવાય પૂછ્યું.

" કંઇ નહિ. હુકમ માથે ચઢાવીશ."

જયશ્રી જવાબ આપી થોડીવાર શાંત બેસી રહી. નવલરામ પણ કંઇ બોલ્યો નહિ.

જયશ્રી થોડીવારે ઉઠી. બીજો પંખો લઈ આવી. તેણે નવલરામને પંખો નાખતાં કહ્યું, "અરે ! શું ગરમી પડે છે ? તોબાહ ! આવી ગરમીમાં તો શાંત માણસોને પણ મગજમાં ગરમી ચઢી જાય."

"પંખો નાખવાનું બંધ કર."

નવલરામનો ગુસ્સો હજુ ઓછો થયો નહોતો.

જયશ્રીએ પંખો નાખવાનું બંધ કર્યું.

પછી થોડીવાર રહી જયશ્રીએ નવલરામને ધીમેથી ઝીણી ચુંટી ખણી કહ્યું, "અરે ! ઉઠો. ઉઠો. આ વીંછી પથારીમાં પડયો છે !"

નવલરામને ઉઠવું જ પડયું. એ વીંછીનો ચટકો નહોતો પણ તેમને વીંછીના ચટકાની વેદના થઈ.

"હવે તારે ચેનચાળા છોડીને અહીંથી જવું છે કે નહિ ?"

"જઉં છું પણ—"

"પણ શું ?"

"આ." એમ કહી જયશ્રીએ નવલરામના ખડબચડા ગાલે ચુંબન કર્યું.

ચુંબનના રસ પ્રવાહમાં નવલરામનો ગુસ્સો ઓગળી ગયો.

"હવે હું જાઉં છું" જયશ્રીએ રજા માગી.

"ના. જરા બેસ."

ગુસ્સો ઉતરી જતાં હવે જયશ્રી પોતાને છોડીને જાય એ ન ગમ્યું.

"મોડું થઈ જશે."

નવલરામનો ગુસ્સો ઉતારવામાં સફળતા મળતાં જયશ્રીએ હવે તેમના પ્રત્યે બેદરકારી બતાવી.

"હવે શેખી કર્યા વગર બેસને છાનીમાની."

નવલરામે વ્હાલભર્યા શબ્દો ઉચ્ચાર્યા !

જયશ્રી બેઠી.

નવલરામે જયશ્રીનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું, "તારા વગર તો હવે મને ગમે."

જયશ્રીએ નવલરામની નિર્બળતાનો લાભ લીધો.

"પણ તમે તો મને રજા આપી છે ને?"

જયશ્રીએ બીજા હાથે નવલરામનો હાથ પંપાળતાં નવલરામને હુકમની યાદ આપી.

"તું બાલમંદિરમાં મારા વિરૂદ્ધ બોલી એટલે મને ગુસ્સો ન આવે?"

નવલરામે રોષનું કારણ દર્શાવ્યું.

"તમે સમજ્યા નહિ. તમારા વિરૂદ્ધ કહેવામાં પણ કંઈ કારણ તો હશે ને?" જયશ્રીએ બચાવ કર્યો.

"શું કારણ?"

"જુઓ. મંત્રી તરીકે કામ કરવા જતાં તમે નવરા પડતા નથી. આપણે બન્ને કેટલાક વખત તો લાગલાગટ બબ્બે અને ત્રણ ત્રણ મહિને પણ આવી રીતે આનંદ કરી શકતા નથી. આપણા બન્નેના આનંદની વચ્ચે 'મંત્રીપદ' આડખીલીરૂપ છે." જયશ્રીએ બચાવમાં કારણ જણાવ્યું.

નવલરામને પણ તેનું કહેવું વ્યાજબી લાગ્યું.

"ત્હેં ઠીક યુક્તિ જમાવી."

નવલરામે હવે જયશ્રીની યુક્તિની પ્રશંસા કરી.

"તમારા કાજે જ. મારી અને તમારી વચ્ચે થોડુંઘણું અંતરાયરૂપ 'મંત્રીપદ' હતું. હવે બહુ વર્ષ મંત્રીપદ ભોગવ્યું. હવે એનો શો મોહ?" જયશ્રીએ પાસો ફેંક્યો.

"હું મંત્રીપદ છોડી દઉં?" નવલરામે પ્રશ્ન કર્યો.

"તમારો મારા પ્રત્યે સાચો મોહ હોય તો મંત્રીપદનો મોહ ત્યાગવો જ પડશે."

"તું ઠીક કહે છે."

નવલરામે સંમતી આપી.

" તો જ આપણે બન્ને સુખેથી લ્હેર કરી શકીશું."

જયશ્રીએ નવલરામને આભના તારા બતાવ્યા.

" હુ કાલે જ પ્રમુખને રાજીનામુ મોકલી આપું છું."

નવલરામે તત્પરતા દર્શાવી.

જયશ્રીના મ્હોં પર વિજયનો આનંદ પ્રસર્યો.

નવલરામે જયશ્રીને વચન આપ્યા મુજબ બીજે જ દિવસે પ્રમુખને પોતાનું રાજીનામુ સુપ્રત કરી દીધું.

પ્રમુખે કારણ પૂછ્યું તો પોતાની તબીઅત હવે સારી રહેતી નહિ હોવાથી આરામની જરૂર છે એમ નવલરામે જણાવ્યું હતું.

નવલરામે રાજીનામુ આપ્યાની વાત ગામમાં પ્રસરી ગઈ. મંડળના સભ્યોમાં ખળભળાટ મચ્યો. કોઈ સભ્યે આવી આશા રાખી નહતી કે નવલરામ રાજીનામુ આપી દેશે.

મંત્રીપદની જગાએ પાંચ–છ ઉમેદવારો બહાર પડયા. દરેક ઉમેદવારે આગામી સભામાં મંત્રી તરીકે ચુંટાવા પ્રયત્ન શરૂ કરી દીધો. કેટલાક ઉમેદવારોએ પોતાને માટે મત મેળવવા જયશ્રીને પોતાને પડખે લેવાનો પ્રયાસ કર્યો.

મિત્રમંડળના નવા મંત્રીની ચુંટણી ગામમાં મુખ્ય ચર્ચાનો વિષય થઈ પડયો. ચોરે અને ચૌટે એ પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. કુવે પાણી ભરતી સ્ત્રીઓએ પણ તેમાં રસ લીધો.

એક પ્રૌઢ વયની સ્ત્રીએ કુવામાંથી પાણી ખેંચતાં પોતાની બ્હેનપણીને કહ્યું, " આપણા નવલરામે રાજીનામુ કેમ આપ્યું તેની ખબર છે ? "

" ના બા. હું તો કંઈ જ જાણતી નથી." તે સ્ત્રીએ જવાબ આપ્યો.

" હું જાણું છું. એ બધું પેલી મુઈ જયશ્રીનું જ કારસ્થાન છે. બિચારા નવલરામને પાયમાલ કરવા બેઠી છે."

ત્રીજી સ્ત્રીએ ચર્ચામાં ભાગ લેતાં જણાવ્યું.

"અરે હાં. જયશ્રી અને નવલરામને ખુબ ફાવી ગયું છે."

ચોથીએ ટાપસી પુરી.

પેલી પ્રૌઢ વયની સ્ત્રીએ સંમતી આપતાં જણાવ્યું:

"મ્હેં મારી નરી આંખે જયશ્રી અને નવલરામને અયોગ્ય હાલતમાં જોયા છે. મારી પડોશમાં જ રહે અને હું ન જાણું એ બને જ કેમ? પણ શું કરીએ બાઈ? ચુપ જ રહેવું પડે છે."

"શું કહો છો કાકી?"

કેટલીક સ્ત્રીઓ આશ્ચર્ય પામતાં સામટી બોલી ઉઠી.

"ખરૂં કહું છું. જયશ્રી આવી ત્યારથી ગામની પાયમાલી થવા બેઠી છે." પ્રૌઢા સ્ત્રીને જયશ્રી કળીનો અવતાર લાગી.

એટલામાં એક યુવાન સ્ત્રી બબડતી બબડતી કુવે આવી. "મુંવું એ મંત્રીપદ. એમાં બળ્યું છે શું? નાહકની મારામારી ને તોફાન."

પાણી ભરતી બીજી સ્ત્રીઓ પેલી નવીન આવનાર સ્ત્રી તરફ જોઈ રહી.

"શું થયું? કંઈ મારામારી થઈ?"

પાણી ભરતી એક સ્ત્રીએ પૂછ્યું.

"હાં હાં. એ આ મંત્રીપદની મોંકાણુસ્તો. પેલો મનહર અને રમણ લડી પડયા અને મારામારી પર આવી ગયા."

નવીન આવનાર સ્ત્રીએ સમાચાર આપ્યા.

"અરે થોડા વખત ઉપર તો મ્હેં ખેતરમાંથી આવતાં રમણ, મનહર અને જયશ્રીને સાથે ફરતાં જોયાં હતાં." પાણીનું બેડું માથે મુકતાં એક જણ બોલી.

"એ મુઈ જયશ્રીએ જ એમને લડાવ્યા હશે."

પ્રૌઢા સ્ત્રીએ અભિપ્રાય આપ્યો.

કુમારને કાને જયશ્રી સંબંધી સંખ્યાબંધ ફરિયાદો આવવા લાગી. નવલરામ અને જયશ્રીનો અયોગ્ય સંબંધ, મંડળના બીજા

સભ્યોમાં અંદર અંદર ઈર્ષા ઉત્પન્ન કરવા જયશ્રી પોતાના સૌન્દર્યનો ઉપયોગ કરતી હોવાની, મંત્રીપદને અંગે ઉત્પન્ન થયેલાં વેરઝેર અને મારામારીઓ—આ બધું કુમારને અસહ્ય લાગ્યું.

જયશ્રીને નોકરીમાંથી દૂર કરવી જ જોઇએ; ગામના અને મંડળના હિત માટે. કુમારે વિચારને અંતે આ નિર્ણય કર્યો હતો.

કુમારે મંગલાને આ સંબંધે કહ્યું. પણ મંગલાનો જવાબ ટુંકો હતો, " જેરામદાસ જાણે, મારાથી કંઈ થઈ શકે એમ નથી. "

" પણ, આ ગામની અને મંડળની ખરાબી થાય છે તે તું નથી જોતી ? "

કુમારે ઉંચા સ્વરે પણ વિનયપૂર્વક માતાનું ધ્યાન ખેંચ્યું. જયશ્રીના હિત સાથે કુમારથી મંડળનું હિત વીસરાતું નહોતું.

" હું ક્યાં ના કહું છું ? જેરામદાસ જે કરે તે ખરૂં. "

માતાનો એક જ જવાબ હતો.

માતાનો આ જવાબ સાંભળી કુમારને નવાઈ લાગી. માતા મારા વિચારને સંમતી ન આપતાં આ પ્રશ્ન જેરામદાસ પાસે મુકવા શા માટે કહે છે તે કુમારથી સમજાયું નહિ. ગમે તેમ પણ જયશ્રીને નોકરીમાંથી દૂર કરવી જ જોઇએ એ અચળ નિર્ણય સાથે કુમાર જેરામદાસને ત્યાં ગયો.

જેરામદાસના મુખ પર ચિંતાની રેખાઓ દર્શન દેતી હતી. વિચારમગ્ન બની તેઓ હુક્કો ગગડાવે જતા હતા. ગામનું વાતાવરણ બગડતું જતું હતું તેની ચિંતા જેરામદાસને હતી.

જેરામદાસને વિચારમગ્ન જોઈ કુમારે પૂછ્યું, " કેમ કાકા ! શા વિચારમાં ? "

હુક્કાની નળી નીચે મૂકતાં જેરામદાસે કહ્યું, " કંઈ નહિ. "

" જયશ્રીને હવે નોકરીમાં ચાલુ રાખવી યોગ્ય લાગે છે ? ગામમાં તો કેવી કેવી વાતો થાય છે ? " કુમારે જેરામદાસનો અભિપ્રાય પૂછ્યો.

" મને બધી ખબર છે. ગામમાં બનતી ઝીણામાં ઝીણી બાબત મારી ધ્યાનબહાર નથી."

" તો જયશ્રીને નોકરીમાંથી છૂટી કરો."

કુમારે સલાહ આપી.

" એ મારા હાથમાં નથી."

જેરામદાસે આ બાબતમાં અશક્તિ દર્શાવી.

" તો કોના હાથમાં છે ?" કુમારે આતુર બની પ્રશ્ન કર્યો.

" તારી માતાના."

જેરામદાસના શબ્દોએ કુમારને ચમકાવ્યો. મા કહે છે કે મારા હાથમાં નથી. જેરામદાસ કરે એ ખરૂં. જેરામદાસ કહે છે કે બધુ માના હાથમાં છે. આ છે શું ?

કુમારને આ બાબતમાં કંઈ ભેદ લાગ્યો.

" પ્રમુખ તો આપ છો. મારી મા નહિ." કુમારે શંકાશીલ બની કહ્યું.

" તું જા."

જેરામદાસ સમય પારખી ગયા. કુમારના મ્હોં પર શંકાની રેખાઓ જોઈ લીધી. કુમાર ઉઠીને જાય તે પહેલાં જેરામદાસ પોતેજ ઉઠીને ઘરમાં ચાલ્યા ગયા.

કુમાર માતાના અને જેરામદાસના જવાબો પર વિચાર કરતો કરતો ઘેર આવ્યો. જયશ્રી સંબંધી પોતે કરેલા નિર્ણયને બન્નેમાંથી એકે ટેકો નહોતા આપતા એનું કારણ કુમારથી સમજાયું નહિ.

કારણ સમજવાની તીવ્ર ઇચ્છા કુમારને થઈ.

કુમારે ઘેર આવતાંજ મંગલાને પૂછ્યું, " જેરામકાકા કહે છે કે તારા હાથની વાત છે અને તું કહું છું એમના હાથમાં છે. બા, આ બધું છે શું ? મને તો કંઈ સમજાતું નથી."

" કોઈ દિવસ તું જાણીશ."

માતાનો આ જવાબ હતો.

માતાના જવાબે કુમારની શંકા મજબુત બતાવી. શું મારાથી પણ માને કંઇ છુપું રાખવું પડયું છે? પડદા પાછળ શું ગુપ્ત રહસ્યો સમાયલાં છે?

થોડા દિવસ બાદ મિત્રમંડળની ખાસ સભા મંત્રીની ચુંટણી માટે મળી. પ્રમુખસ્થાને જેરામદાસ બીરાજ્યા હતા.

સભાની શરૂઆતમાં કુમારે એક ઠરાવ રજૂ કર્યો.

" આ સભા જયશ્રીને કેટલાંક કારણોસર નોકરીમાંથી છૂટી કરવા ઠરાવે છે."

સૌ સભ્યો કુમાર સામે જોઈ રહ્યા. પોતાનાજ માણસ વિશે કુમાર આવો ઠરાવ રજૂ કરે એ કોઇના માન્યામાં ન આવ્યું. પણ હવે એ માન્યા સિવાય છૂટકો નહોતો.

" કુમાર, કયાં કારણો છે?" એક સભ્યે કારણો જાણવા છતાં છૂટથી ચર્ચા કરી સર્વ વાત ઉઘાડી થાય એ હેતુથી પૂછ્યું.

" જયશ્રીનું ચારિત્ર્ય. એમાં કુમારને શું પૂછે છે?"

બીજા સભ્યે કુમાર વતી ખૂલાસો કર્યો.

જેરામદાસે રંગ પારખ્યો. જો આ ઠરાવની ચર્ચા થવા દેવામાં આવશે તો ઘણી છુપી બાબતો જાહેરમાં આવશે અને તેનું પરિણામ મંડળના અને ગામના હિતમાં નહિ આવે એમ વિચારી પ્રમુખ જેરામદાસે એ ઠરાવને કાનુન બહાર ઠેરવ્યો.

" જયશ્રીની નીમણુંક સભાએ કરી નથી પણ મંત્રીએ કરી છે. એટલે જયશ્રીને બરતરફ કરવાનો અધિકાર સભાને નથી, પણ મંત્રીને છે." પ્રમુખે ચુકાદો આપ્યો.

પણ કુમાર આથી નિરાશ થયો નહિ. તેણે ઠરાવનું સ્વરૂપ બદલી બીજો નવો ઠરાવ રજૂ કર્યો.

" આ સભા જયશ્રીની વર્તણુક ધ્યાનમાં લઈ તેમને નોકરીમાંથી છૂટાં કરવા મંત્રીને વિનંતી કરે છે."

"પણ પહેલાં મંત્રી તો ચુંટો."

મંત્રીપદના એક ઉમેદવારે મંત્રીની ચુંટણીનું કામ પ્રથમ હાથ ધરવા સુચના કરી.

મંત્રીપદના કેટલાક ઉમેદવારોએ જયશ્રી પાસે જુદીજુદી વખતે જઈ તેની સલાહ અને મદદ લીધી હતી. આ ઉમેદવારોને લાગ્યું કે જો પોતે મંત્રી ચુંટાશે તો પોતાનેજ મદદ કરનાર જયશ્રીને નોકરીમાંથી બરતરફ કરવાની કડવી ફરજ બજાવવાનો પ્રસંગ આવી ઉભો રહેશે. એમ વિચારી જયશ્રીની મદદથી ઉભા થયેલા અને તેની સહાય મેળવનાર મંત્રીપદના ઉમેદવારોએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી.

અને કુમારનું તટસ્થ અને નિષ્પક્ષ વલણ જોઇ બાકીના ઉમેદવારોએ પણ પોતાની ઉમેદવારી ખેંચી લીધી.

નવલરામને લાગ્યું કે જો જયશ્રીને નોકરીમાંથી બરતરફ કરવામાં આવશે અને તે ગામ છોડી જશે તો પોતે જે આશાથી મંત્રીપદ છોડયું હતું એ આશા નષ્ટ પામશે. મંત્રીપદ જશે અને સાથે જયશ્રી પણ ગુમાવવી પડશે.

નવલરામે રાજીનામું આપ્યા પછી જયશ્રી એકે દિવસ નવલરામને ત્યાં ગઈ ન હતી. જયશ્રીએ પોતાનું ધાર્યું કરી લીધું હતું. અને હવે નવલરામની જયશ્રીને કંઈ કિંમત નહોતી. જયશ્રીએ હવે નવલરામને લાત મારી દીધી હતી. નવલરામ પાછળથી આ બધું સમજી ગયા હતા પણ હવે ઉહાપોહ કરવામાં તેમને આબરૂ જવાની બીક લાગી. બધા ઉમેદવારોએ ઉમેદવારી પાછી ખેંચતાં નવલરામના દીલમાં તો ઇચ્છા થઇ ગઈ કે રાજીનામું પાછું ખેંચી લેવું. પણ પોતે જે કારણુ રજુ કર્યું હતું તે કારણુ મુજબ તેમ થઈ શકે એમ નહોતું. નવલરામને જયશ્રી પ્રત્યે ચીડ ચઢી. પણ હવે તે નિરૂપાય બન્યા હતા.

બધા ઉમેદવારોને ઉમેદવારી પાછી ખેંચી લેતાં જોઇ પ્રમુખ બોલ્યા, " કેમ કોઇને ય મંત્રી ચુંટાવું નથી ?"

જવાબમાં એક સભ્યે કુમારનું નામ સુચવ્યું.

કુમારે ના પાડી.

પ્રમુખે કુમારને કહ્યું, " ફરજ બજાવ. "

" એક શરતે કે મારો સુધારેલો નવો ઠરાવ મંજુર થવો જોઇએ." કુમારે શરતી ઉમેદવારી કરવા કહ્યું

" ભલે. " પ્રમુખે શરત સ્વીકારી.

કુમારે મંત્રીપદની ઉમેદવારી કરી. બીજો કોઈ ઉમેદવાર નહિ હોવાથી તે બીનહરીફ મંત્રી ચુંટાયો.

અને જયશ્રીને મંત્રીએ બરતરફ કરવાનો ઠરાવ પણ તે બાદ સભાએ મંજુર રાખ્યો.

સભા આ બે ઠરાવો કરી વીખરાઇ.

સભાનું કામ પુરૂં થતાંજ કુમારે જયશ્રીને નોકરીમાંથી બરતરફ કરતો હુકમ મંત્રી તરીકે લખી નાખ્યો.

એ હુકમની નકલ લઇ કુમાર ઘેર ગયો.

ઘેર આવીને કુમારે તરતજ જયશ્રીને હુકમ આપી દીધો.

" અભિનંદન " જયશ્રીએ હુકમ વાંચી અભિનંદન આપ્યું.

હુકમ વાંચી જયશ્રી ગુસ્સે થશે એવી કુમારની ધારણા હતી. પણ જયશ્રીને હસીને અભિનંદન આપતાં જોઇ તેને મશ્કરી માની ઉલટ વધુ ખીજવાયો.

" ચાલ, માને તારૂં પરાક્રમ બતાવું. "

જયશ્રી હુકમની નકલ લઈ કુમારનું પરાક્રમ બતાવવા મંગલા પાસે ગઈ.

કુમાર પણ તેની પાછળ ગયો.

જયશ્રીએ મંગલાના હાથમાં હુકમ મૂક્યો.

કુમાર અને જયશ્રી મંગલા હવે શું કહે છે તે સાંભળવા આતુર બન્યાં.

પણ મંગલા કંઈજ ન બોલી.

મંગલાને મુંગી રહેલી જોઇ જયશ્રીએ કહ્યું, "મા. હવે મને જવાની રજા આપો."

મંગલાએ ડોકું ધુણાવી ના પાડી.

"હું કમાતી હતી ત્યાં સુધી તો ઠીક હતું પણ હવે મારે તમને ભારરૂપ ન થવું જોઇએ."

જયશ્રીએ જવાનું કારણ બતાવ્યું.

"તારે મારા ઘરમાં હવે નજરકેદ રહેવાનું છે."

કુમારે જયશ્રીને શિક્ષા ફરમાવી.

## પ્રકરણ ૭ મું.

### રમેશ

કુંદનનો વિવાહ કુમાર સાથેથી તોડયા પછી અને જ્ઞાતિસભાએ પોતાના એ કૃત્યને મંજુરી આપ્યા પછી અમથાલાલે કુંદનનો વિવાહ હવે કોની સાથે કરવો એનો વિચાર કર્યો.

વિચાર કરતાં અમથાલાલની નજર રમેશ પર પડી.

રમેશનું મોસાળ અમથાલાલના ગામમાં હતું. રમેશ ઘણી વખત કુંદન સાથે પ્રસંગો મેળવી તેનો પરિચય સાધવાના હેતુથી રજાઓમાં અવારનવાર મોસાળમાં આવતો હતો. આવીજ એક રજાઓમાં રમેશ મોસાળમાં આવ્યો હતો.

રાતની શરૂઆત થઈ હતી. ચાંદની ખીલી રહી હતી. એવા સમયે ગામના તળાવના કિનારે કોઈ યુવતી એકલી વાસણ માંજતી હતી. તે વખતે તળાવના કિનારે રમેશ ફરતો હતો. રમેશે કુંદનને ઓળખી.

રમેશે ઝડપભેર કુંદન તરફ ડગ ભરવા માંડયાં. રમેશ કુંદનની

પાછળ આવી ઉભો. ચંદ્રમાના પ્રકાશમાં પાણીમાં રમેશનો પડછાયો જોતાંજ કુંદન ચમકી અને પાછળ જોયું.

"તમારૂં નામ કુંદનને ?" રમેશે કુંદનને ઓળખવા છતાંય વાત શરૂ કરવાના ઇરાદાથી પૂછ્યું.

"તમારે શું કામ છે ?" કુંદને બેદરકારીથી પૂછ્યું.

"કામ તો ઘણું મહત્વનું છે."

રમેશના આ શબ્દોએ કુંદનના મનમાં ભય અને શંકાની લાગણી પેદા કરી. કુંદને ઝડપભેર વાસણો સાફ કરવા માંડયાં.

કુંદનને આમ ઝડપભેર વાસણ સાફ કરતાં જોઇ પોતાથી ભય રાખવાનું કારણ નથી એમ જણાવવા રમેશે સ્પષ્ટતા કરી.

"હું કુમારનો મિત્ર છું. મારૂં નામ તો તમે જાણતાંજ હશો ? રમેશ. કુમારે તમારી ખબર પૂછી છે."

આટલું કહી રમેશ ચાલવા માંડયો. કુંદન એને જતાં જોઈ રહી. રમેશ નજરબહાર ગયો. પોતે કુમારને રમેશ મારફત સંદેશો મોકલવાનો વિનય ન દર્શાવી શકી એ માટે એને લાગી આવ્યું અને હવે ફરી જો કોઇ વખત મળે તો સંદેશો મોકલવાનો નિર્ણય કર્યો.

આ બનાવ પછી રમેશ લગભગ દરરોજ તળાવને કિનારે સાંજના ફરવા જતો અને કુંદન જો રમેશ મળે તો પ્રિયતમને સંદેશો પાઠવવાના ઇરાદે ઘરનું કામકાજ જરા મોડું પરવારી ઘણી વખત સાંજના તળાવે વાસણો માંજવા જતી.

પણ કોઈ વખત બન્ને મળતાં તો માણસની અવરજવરને લીધે, તો કોઈ વખત કુંદન સાથે કોઈ બ્હેનપણી હોવાને લીધે, તો કોઈ વખત રમેશની સાથે મિત્રો હોવાને લીધે તેઓ બન્ને એકાંતમાં મળી શક્યાં નહિ.

પ્રિયતમને સંદેશો પાઠવવાના ઉત્સાહે કુંદન ખુબ અધીરી બની કે રખેને રમેશ રજાઓ પુરી થતાં ચાલ્યો જાય.

" કુંદન, તારી આ ટેવ બહુ ખરાબ છે. "

કુંદન સાંજના વખતે એકલી વાસણો માંજવા જતી તે તેની માતાને ન ગમ્યું. યુવાન છોકરીઓ સાંજના એકલી આમ કવખતે જાય એમાં નીતિનો ભંગ થવાની દહેશત લાગતાં એક દિવસ કુંદનની માતાએ કુંદનને રોકી.

" બા. હવે નહિ જાઉં. " દુભાતા મને કુંદને માતાને વચન આપ્યું.

જ્યારે તળાવ ઉપરના આંટા નિષ્ફળ ગયા ત્યારે રમેશે બીજી યુક્તિ કરી. જમાઇના મિત્ર તરીકે રમેશ કુમારના સસરાને મળવા ગયો.

કુંદનના પિતા ઘરમાં નહોતા. કુંદનની માતાએ રમેશને આવકાર આપ્યો.

" અમથાલાલ શેઠ નથી ? " રમેશે સ્વાગત સ્વીકારી પૂછયું.

" ના. તમે તો અમારા જમાઇના ભાઇબંધ થાવને ? જમાઇ શું ભણે છે ? " સાસુએ જમાઇના ભણતરની માહિતી પૂછી.

" એ થોડા વખતમાં ગ્રેજ્યુએટ થઇ જશે. " રમેશે જવાબ આપ્યો.

" ભણવામાં કહે છે કે બહુ જ હોંશિયાર છે ? " સાસુએ પોતાનો જમાઇ હોંશિયાર જ છે એમ જવાબ મેળવવાની આશાએ કહ્યું.

" હા, હા. બહુ જ હોંશિયાર છે. "

રમેશે પોતાના ઇરાદાની શંકા ન આવે તે માટે કુમારને વખાણ્યો.

" ચાલચલગત તો સારી છેને ? "

પોતાનો જમાઇ ચારિત્ર્યવાન હોય એમ તો દરેક સાસુ-સસરા ઇચ્છે જ ને ? કુમારની સાસુથી પણ સ્વાભાવિક રીતે આવો પ્રશ્ન પૂછાઇ ગયો.

" એમના જેવા જમાઇ મળવા બહુ જ ઓછા. કુમાર તો લાખ રૂપિયાનો માણસ છે. ચાલચલગત તો ઘણી જ સારી. "

રમેશે વખાણ કરવામાં પાછી પાની કરી નહિ.

"તબીઅત તો સારી છે ને!"

"હા. એ તો હું તેમના કહેવાથી જ તમને બધાને મલવા આવ્યો છું."

રમેશે આગમનનું કારણ બતાવ્યું.

"ભલે આવ્યા. લો આ ચ્હા પીઓ."

કુંદનની નાની બ્હેને તૈયાર કરી આણેલો ચ્હાનો પ્યાલો રમેશ આગળ મુકતાં કુમારની સાસુએ કહ્યું.

આ વાતચીત કુંદન બારણાના ઓથે રહી સાંભળતી હતી. પોતાના ભાવી પતિનાં મિત્રના મ્હોંએ વખાણ સાંભળી એનું હૈયું આનંદમાં નાચી ઉઠયું. જો કે આ પહેલાં બન્ને એકબીજાને મલી ચુકયાં હતાં. ઓળખીને ચ્હાવા પણ શીખ્યાં હતાં પણ પોતાના પ્રિયજનનાં વખાણ કોને આનંદ નથી આપતાં!

કુંદન પોતાના પતિના વિચાર કરતાં ખુબ આનંદમાં આવી ગઈ હતી. એ આનંદની રેખાઓ એના મ્હોં પર તરવરતી હતી. મલકાતા મુખે બારણાના ઓથે રહી એ રમેશ મારફત પોતાના કુમારને જાણે મુક સંદેશો પાઠવતી હોય તેમ એકી તસે રમેશની સામે જોઇ રહી.

રમેશ પણ કુમારની સાસુની નજર ચુકવી વારેવારે કુંદન તરફ નજર ફેંકી લેતો. કુમારની સાસુ રમેશ ચ્હા પીતાં સહેજ ઉઠતાં રમેશે કુંદન સામે આંખ મીચવાની ધૃષ્ટતા કરી લીધી.

ને તરત જ કુંદનનું મ્હોં નીચે પડી ગયું. થોડા વખત ઉપર ઉપજેલો આનંદ ઝાકળનાં બિંદુ માફક ઉડી ગયો. રમેશના આ વર્તનથી આર્યભાવનાથી પોષાયલી અને રંગાયલી કુંદનને સખત આઘાત લાગ્યો.

રમેશ પરિસ્થિતિ સમજી ગયો અને કુમારની સાસુની વિદાય લીધી.

"ફરી આવજો." કુમારની સાસુએ આમંત્રણ આપ્યું.

માતાએ ફરી આવવાનું આમંત્રણ આપ્યું એટલે કુંદન શું

કરે ? માતાને એ કેવી રીતે કહી શકે કે રમેશને આમંત્રણ આપવાની જરૂર નથી. કુંદને તો નિર્ણય કર્યો કે રમેશનું મ્હોં જોવું હવે હરામ છે. કુંદનના મનથી એ પાપી ગુન્હેગાર બની ચુક્યો હતો.

ત્યારે રમેશના મનમાં કુંદનની મૂર્તિ રમી રહી હતી. કુંદનને દાવમાં લેવા રમેશે બીજો પ્રયાસ શરૂ કર્યો.

એક દિવસ રમેશ મામાના છોકરાને સાથે લઈ કપડાં ધોવા તળાવે ગયો. થોડાંક કપડાં ધોયાં એટલામાં કુંદન પણ કપડાં ધોવા આવી. તળાવનાં પગથીયાં ઉતરતાં કુંદને રમેશને જોયો.

કુંદનને પાછા જવાનું મન થયું. પણ 'એમ તો એ શું કરવાનો છે ?' એવી હિંમત રાખી તે આગળ પગથીયાં ઉતરી.

તળાવમાં ભીડ ખુબ હતી. રમેશે જાણી જોઈને જગા વધારે રોકી હતી. એક બે સ્ત્રીઓ રમેશને કહેવા ગઈ તો તેણે દાદાગીરી કરવા માંડી.

કુંદને કપડાં નીચે ઉતાર્યાં અને જગા માટે આમતેમ જોવા માંડયું.

"કુંદન, જરા મોડું આવવું હતું ને ? અત્યારે તો બહુ ભીડ છે." એક ઓળખીતી સ્ત્રીએ કહ્યું.

"આ પેલો છોકરો ધુવે છે ત્યાં જગા તો છે પણ મુવો ધોવાજ નથી દેતો ને." બીજી સ્ત્રીએ ગુસ્સો ઠાલવ્યો.

રમેશ એક બે કપડાં ધોવાનાં બાકી રાખી તળાવમાં નહાવા પડયો. ત્યાં જગા થતાં કુંદન અને બીજી બે સ્ત્રીઓ ધોવા ગઈ. કુંદન જ્યાં ધોતી હતી ત્યાં રમેશે પાણીના છાંટા ઉડાડવા માંડયા. પાણીની છોળો ઉડતાં કુંદન ભીંજાઈ, અને ખીજાઈ ગઈ. પણ ધીમેથી રમેશને ઉદ્દેશી કહ્યું, "ભાઈ જરા સાચવીને નહાવને ? કપડાં પલળે છે તે નથી જોતા ?"

રમેશને કુંદનના આ શબ્દો મીઠા લાગ્યા. કુંદનના શબ્દોને માન આપવુંજ પડે ને ? રમેશે નહાવાનું બંધ કર્યું.

એટલામાં ભીડને લીધે કુંદનને ધક્કો વાગતાં તે તળાવમાં પડી. તળાવમાં પાણી વધારે હતું. રમેશે જોયું કે કુંદન ડુબી જશે.

કુંદન ડુબવાની તૈયારીમાં હતી. 'ડુબી, ડુબી' ના શબ્દોથી જરાવારમાંજ તળાવનું વાતાવરણ ગુંજી ઉઠયું. રમેશે પાણીમાં ઝંપલાવ્યું ને કુંદનનો હાથ પકડી તેને જીવતી બહાર કાઢી લાવ્યો.

કુંદન ડુબ્યાના સમાચાર કુંદનને ઘેર પહોંચી ગયા હતા. કુંદનનાં માબાપ હાંફતાં હાંફતાં આવી પહોંચ્યાં. પણ કુંદન બચી ગઈ છે એ જોતાંજ એમનો જીવ હેઠે બેઠો.

"આ ભાઇ નહોત તો તમારી કુંદન ડુબી જાત." એક સ્ત્રીએ કુંદનને ડુબતાં બચાવનારનું ઓળખાણ આપ્યું.

"અરે ! એતો અમારા કુમારના ભાઈબંધ." કુમારની સાસુએ રમેશને ઓળખીને કહ્યું.

"રમેશભાઈ, તમારો ઉપકાર કેમ ભુલાય ?" અમથાલાલે રમેશનો ઉપકાર માન્યો.

"એમાં શું ? એ તો મારી ફરજ હતી." રમેશે સામો વિવેક દર્શાવ્યો.

"જતાં પહેલાં ઘર તરફ આવજો." કુંદનની માતાએ ફરી આમંત્રણ આપ્યું.

રમેશને રજાઓ હવે પુરી થવા આવી. રમેશ જવાના આગલા દિવસે કુમારના સાસરે ગયો.

રસ્તામાં કુમારના સસરા અમથાલાલ સામા મલ્યા.

"હું કાલે જવાનો છું" રમેશે જણાવ્યું.

"કાલે ? તમે તો પછી જણાયા જ નહિ ? ચાલો ઘેર."

અમથાલાલ રમેશને પોતાને ઘેર લઈ ગયા.

સાંજનો વખત હતો. દીવાબત્તીનો વખત થવા આવ્યો હતો. ઘેર આવતાં અમથાલાલે કુંદનને પૂછયું, "કુંદન, તારી બા કયાં ?"

"કામ છે, તે મહોલ્લામાં ગઇ છે." કુંદને જવાબ દીધો.

"ઠીક. તો જા ઉપર જઈ બે ત્રણ પ્યાલા ચ્હા મૂક."

અમથાલાલે સુચના કરી અને રમેશને કહ્યું, "ચાલો મેડે બેસીએ."

ઉપર જઇ બેઠાને થોડી વાર થઇ ત્યાં કોઇ અગત્યના કામે અમથાલાલને શોધતું આવ્યું.

"શેઠ ચાલો દુકાને. પેલા તમાકુના વેપારી અત્યારેજ આવ્યા છે." આવનાર ગૃહસ્થે કહ્યું.

"રોકડા પૈસા છે ને?" અમથાલાલે ખુલાસો માગ્યો.

"હા. આમાં તો તમને રોકડા પૈસા જ થવાના છે." આવનાર ગૃહસ્થે લાલચ આપી.

"હમણાંજ આવું છું. તમે બેસો." અમથાલાલે રમેશને બેસવાની સુચના કરી અને પોતે દુકાને ગયા.

કુંદનને મન રમેશ ક્યારનોય પાપી થઇ ચુકયો હતો. એ પાપી રમેશના હાથે ડુબતાં બચી એના કરતાં પોતે ડુબી મુઈ હોત તો વધારે સારૂં થાત એમ એનું હૃદય કહ્યા કરતું હતું.

અમથાલાલ શેઠ દુકાને ગયા એટલે રમેશે શિકારીની નજરથી આમતેમ જોવા માંડયું.

ઘરમાં રમેશ શિવાય બીજું કોઈ છે કે નહી તે જોવા કુંદન રસોડામાંથી બહાર આવી દાદર પાસે ગઇ. અને નીચું વળી જૂવે છે ત્યાં તો પાછળથી રમેશે કુંદનનો હાથ પકડયો. કુંદન ચોંકી.

"હાથ છોડી દો." અને તેટલા ધીમા સ્વરે કુંદને કહ્યું.

"ન છોડું તો?" એમ કહી રમેશે જવાબની રાહ જોયા શિવાય કુંદનનો બીજો હાથ પકડયો.

બુમ પાડવાનો સમય નથી એમ કુંદનને લાગતાં એ લાચારીથી રમેશ સામે જોઈ રહી. મનમાં પ્રભુને પ્રાર્થના કરી, 'પ્રભુ, મારી લાજ રાખ.'

પ્રભુએ જાણે એની પ્રાર્થના સુણી હોય તેમ જેવો રમેશ કુંદનને

બાથમાં લઇ ચુંબન કરવા જાય છે કે નીચેથી કોઇ ઉપર આવતું હોય એમ લાગ્યું.

રમેશ તરતજ કુંદનને છોડી ઓરડામાં પોતાની જગાએ ઠાવકાઇથી બેસી ગયો.

ને કુંદન પ્રભુનો ઉપકાર માનતી ધડકતે હૃદયે ત્યાંજ ઉભી રહી.

"કેમ અહીં ઉભી છું ?" માતાએ આવીને પૂછ્યું.

પણ કુંદન માને ચ્હા બનાવવાનું કહી નીચે ઉતરી પડી.

અને રમેશે ચ્હાને ઈન્સાફ આપી વિદાય લીધી.

અમથાલાલના મનમાં ભુતકાળનો પ્રસંગ તાજો થયો. જો હવે કુમાર સાથે વિવાહ તોડયો તો કુંદનને તલાવમાંથી ડુબતી બચાવનાર તેના તારણહાર રમેશ સાથેજ તેનો વિવાહ કેમ ન કરવો ? ને વળી કુમાર ચારિત્ર્યભ્રષ્ટ થયો છે તે તરફ પોતાનું ધ્યાન ખેંચનાર રમેશનો ઉપકાર પણ કેમ ભૂલાય ?

ઉપકારના બોજા તળે દબાયલા અમથાલાલે કુંદનનો બીજો વિવાહ રમેશ સાથે જાહેર કર્યો.

કુંદને આ નવી સગાઇ સામે વિનયપૂર્વક વાંધો ઉઠાવ્યો.

"બાપુ, હું રમેશની સાથે લગ્ન નહિ કરૂં." કુંદને સહજ શરમ અને સંકોચ સાથે દીલની વાત કહી.

"શું કહ્યું ? રમેશ સાથે નહિ પરણું તો કોની સાથે પરણવાની છું ?"

પુત્રીની આવી હિંમત જોઈ અમથાલને ક્રોધ ચડયો.

"કુમારને." શાંત અને સ્વસ્થતાભર્યા સ્વરે કુંદને સ્પષ્ટ જવાબ આપ્યો.

આ જવાબ સાંભળી અમથાલના માથા પર જાણે વીજળી પડી. તેમનું મગજ ભમવા લાગ્યું.

"પણ તું જાણે છે કે કુમાર બદચાલનો છે. એવાને પરણીને તું શું સુખી થવાની છે ? હું તને જાણી જોઇને કુવામાં નાખવા

માગતો નથી." અમથાલાલે પુત્રીને તેનું હિત બતાવ્યું.

"કુમાર બદચાલનો નથી. એ રમેશની ચાલબાજી છે."

કુંદને કુમાર પરના આક્ષેપનો સ્પષ્ટ ઈન્કાર કર્યો.

રમેશે અમથાલાલને કુમાર અને જયશ્રી સંબંધે લખેલો પત્ર કુંદનના વાંચવામાં આવી ગયો હતો. પત્ર વાંચતાંજ કુંદન રમેશની ચાલબાજી સમજી ગઇ હતી. કુમાર સાથે વિવાહ થયા બાદ રમેશે પોતાના પ્રત્યે જે વર્તાવ કર્યો હતો એ કુંદન ભૂલી શકી નહિ.

કુંદનનો કુમાર સંબંધેના આક્ષેપનો ઇનકાર કરતો જવાબ સાંભળી અમથાલાલને ક્રમકમાં આવ્યાં. પુત્રી સાથે વધુ વાદવિવાદ કરવામાં મજા નથી એમ લાગતાં પોતાનો છેવટનો નિર્ણય કુંદનને જણાવી દીધો કે, "કુંદન, તારૂં લગ્ન રમેશ સાથે થશે, કુમાર સાથે નહિ."

પિતાનો મક્કમ નિર્ણય સાંભળી કુંદન વિચારમાં પડી. વિવાહ બાદ મ્હેં કુમારને મારા પતિ માની લીધા; મનથી અને દીલથી મ્હેં કુમારનો પતિ તરીકે સ્વીકાર કર્યો. કુમાર સાથે વિવાહ પિતાએ કર્યો–અલબત્ત પૂછયા શિવાય–પણ મને એ વિવાહ પસંદ પડયો હતો, એટલાજ માટે કે કુમાર નાતમાં એક લાયક યુવાન હતો. કુમાર સાથે વિવાહ થતાં પહેલાં પણ મ્હેં મારો વિવાહ કુમાર સાથે થાય એવી છુપી પ્રાર્થનાઓ પ્રભુને કરી હતી. એજ કુમારને–હૃદયથી સ્વીકારેલ કુમારને છોડી શું હવે હું બીજાની પત્ની બનું?

પિતાના આખરી નિર્ણયનો વિચાર કરી કુંદને કુમાર પાસે જઈ સર્વ વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરવા–કરાવી લેવાનો નિશ્ચય કર્યો.

અને એક દિવસ ઘરનાં માણસોની અજાયબી વચ્ચે કુંદન કુમારને ગામ ઉપડી ગઇ.

કુંદનના આગમને સૌને ચમકાવ્યાં. કુંદન–રમેશ સાથે વિવાહિત થયેલ કુંદન આમ એકલી નાતબહાર થયેલા કુટુંબના ઘરનું આંગણું

ચડીને આવે એવી કલ્પના તો મંગલાને નહોતી. કુમારને એવી આશા નહોતી.

જે કહેવા, જે જાણવા કુંદન આવી હતી તે કહેવા કુંદનની જીભ ન ઉપડી.

"કુંદન, તારે મારે ઘેરજ આવવાનું હતું. તું આવી, પણ જે સંજોગોમાં અને જે રીતે તું આવી એ ત્હેં બરાબર નથી કર્યું."

મંગલાએ કુંદનને એકલી આવવા માટે ઠપકો આપ્યો.

કુંદન મુંઝાઇ. પોતે અહીં આવવાનું મોટું સાહસ કર્યું હતું એમ એને લાગ્યું.

"મારે કંઈ કહેવું છે?" કુંદન હિંમત કરી બોલી.

"મને કે કુમારને?" મંગલાએ સમજીને પ્રશ્ન કર્યો.

કુંદનથી જવાબ અપાયો નહિ. મંગલા સમજી જઇને કુમાર અને જયશ્રીને કુંદન સાથે છોડી ત્યાંથી ઉઠી ગઈ.

મંગલા જતાં કુમારે પણ કુંદનને ઠપકો આપ્યો, "કુંદન, ત્હેં ઘણું જ ખરાબ કામ કર્યું છે. અહીં આવવાનું તારે કંઈજ કારણ નહોતું. તું જાણે છે કે તારો વિવાહ રમેશ સાથે હવે થયો છે અને અમે નાત બહાર છીએ."

"તમારો અને જયશ્રીનો સંબંધ પવિત્ર છે એમ હું માનું છું." કુંદને ઠપકો સાંભળી લઇને પણ દીલની વાત રજૂ કરી.

"પણ દુનિયા નહિ માને." જયશ્રીએ વાતમાં દરમીઆનગીરી કરી.

"પણ હું માનું છું." કુંદને કહ્યું.

"કુંદનબ્હેન." જયશ્રીએ કુંદનને સંબોધી જણાવ્યું, "દીલગીરીની વાત છે કે જ્ઞાતિ સમાજે કુમારને બહિષ્કૃત કર્યો. એ બધું કેવળ મારે માટે. કુંદનબ્હેન, જો તમને સ્ત્રી તરીકે એક સ્ત્રીના શબ્દોમાં વિશ્વાસ હોય તો હું કહું છું કે કુમાર દુનિયા માગે છે એવો પવિત્ર છે. મારો અને એનો સંબંધ ભાઈબ્હેનનો છે. હા.

એક વાત સાચી છે કે હું પતિતા છું. પુરૂષ જાતિ પ્રત્યે મને નફરત છે. એ નરરાક્ષસો સામે મારે વેર લેવું છે અને લઉં છું પણ ખરી. પણ કુમાર દેવતા છે. બીજા પુરૂષોને હું ધીક્કારૂં છું. તેમને મારી મોહજાળમાં ફસાવી પાયમાલ કરૂં છું પણ કુમાર અપવાદ છે. અને જે રમેશ સાથે તમારો વિવાહ થયો છે એ રમેશની મ્હેં શી દશા કરી હતી તે પૂછી જોજો."

જયશ્રીએ એટલું કહી રમેશ અને કુમાર સાથેની પ્રથમ મુલાકાતનું વિગતવાર વર્ણન આપ્યું.

આ સાંભળી કુંદનને વધુ ખાત્રી થઈ કે પોતે કલ્પેલી વાત સાચી હતી. કુમાર દેવ છે.

"કુમાર, હું તમારા શિવાય બીજા કોઇનેય પરણવાની નથી. તમે વચન આપો. કુટુંબ, નાત અને સમાજનો રોષ વહોરીને પણ હું તમને પરણવા તૈયાર છું. ફકત તમારી હા જોઇએ."

કુંદન કુમારના જવાબની રાહ જોઈ રહી. જયશ્રીનો ઉદ્ધાર કરનાર કુમાર પોતાનો સ્વીકાર કરી આશા પુરી કરશે એવા આશા ભર્યા હૈયે તે કુમાર સામે જોઈ રહી.

"તારૂં લગ્ન રમેશ સાથે થશે."

કુમારે ગંભીરપણે નકાર કર્યો.

"તમે પણ પિતાના જેવું જ કહો છો?" કુંદને નિરાશ થઈ પૂછ્યું.

"હા."

કુમારના જવાબથી કુંદનના હૃદયને સખત આઘાત લાગ્યો. નિરાશ થઈ તે પોતાના ગામ જવા પાછી ફરી. પણ જતાં જતાં કુંદન કુમારને કહેતી ગઈ, "દેહનું લગ્ન રમેશ સાથે થશે. પણ હૃદયનું લગ્ન તો તમારી સાથે થઈ ચુકયું છે."

જયશ્રી મનમાં બોલી, "કુંદન."

કુંદન ઘેર પાછી ફરી. તેના મ્હોં પર નિરાશા જોતાં અને

કોઇ અગમ્ય દુઃખમાં ડુબેલી જોતાં કુંદનના માતાપિતા ગુસ્સો ઠાલવતા અટકાયા કે રખેને કુંદન કંઇ અયોગ્ય પગલું ભરી બેસે.

અમથાલાલે કુંદનના માથે હાથ ફેરવતાં હસીને પૂછ્યું.

"કુંદન, તું ક્યાં ગઇ હતી ?"

"કુમારને ઘેર." કુંદને સંકોચ રાખ્યા સિવાય સાચી વાત કહી.

"પણ મને કહ્યું હોત તો ?" અમથાલાલે જાણે જો માગણી કરી હોત તો જવાની રજા આપી હોત એવા ભાવથી પૂછ્યું.

"તમે જીત્યા છો. કુમારે પણ રમેશ સાથે લગ્ન કરવા જણાવ્યું છે."

કુંદને પોતાની હાર કબુલી.

અને પિતાને વિચાર કરતા મૂકી ઉઠીને ચાલી ગઇ.

કુંદન ઘરમાં કહ્યા શિવાય બારોબાર ચાલી જતાં જે ગુસ્સો અમથાલાલને થયો હતો તે ગુસ્સો કુંદનનો જવાબ સાંભળી ઉતરી ગયો.

ને એક દિવસ કુંદનનાં લગ્ન રમેશ સાથે થઇ ગયાં.

## પ્રકરણ ૮ મું.

---

## પત્ની-સુધારણા.

---

રમેશ ગ્રેજ્યુએટ થયા પછી શેઠ વનમાલીદાસની ઓફિસમાં આસીસ્ટન્ટ મેનેજર તરીકે નોકરીએ રહ્યો હતો. આ નોકરી તે પ્રબોધની મિત્રતા સાધી તેની મહેરબાની મેળવી લઈ શક્યો હતો. પ્રબોધ ઓફિસ મેનેજર તરીકે કામ કરતો એટલે બન્ને વચ્ચેની મિત્રતા પણ વધતી ચાલી હતી.

કુંદન પરણીને રમેશ સાથે શહેરમાં રહેવા આવી હતી.

રમેશનું દિવાનખાનું એટલે સિનેમા જગતના નટ-નટીઓના ફોટાઓનું અપ-ટુ-ડેટ સંગ્રહસ્થાન. સિનેમા જગતના અંગ્રેજી-ગુજરાતી સામયિકોનું એક નાનુ સરખુ વાચનાલય તેણે વસાવી દીધું હતું.

રમેશ પ્રથમથી જ ચિત્રપટોનો ખુબ શોખીન હતો. નટ-નટીઓનાં સરનામાં મેળવી તેને તેમની સહી સાથેના ફોટાઓ મંગાવ્યા હતા અને તેનું તેને સંગ્રહસ્થાન બનાવ્યું હતું. રમેશે કુંદન કોઇ

અભિનેત્રીના પ્રેમ અભિનય સાથે પોતાની સાથે વર્તે એવી ઇચ્છા સેવી હતી.

પણ કુંદન ?

કુંદને રમેશ સાથે શહેરમાં આવતાં જ રમેશના દિવાનખાનાની સાફસુફી આરંભી દીધી. નટ–નટીઓના ટીંગાવેલા ફોટા અને ચિત્રો ઉતારી લઈ કુંદને દિવાનખાનાને ચિત્રવિહોણું બનાવ્યું.

રમેશને આ ન ગમ્યું. રમેશે કુંદને ઉતારી લીધેલા ફોટા ફરી ટીંગાવી દીધા.

પણ કુંદને ખીજાઇને તે ફોટાઓ ફરીથી ઉતારી લઈ ફાડીને તેના ચુરેચુરા કરી નાખ્યા. આથી રમેશે કુંદનને સખત માર મારી પોતાનો ગુસ્સો શાંત કર્યો.

કુંદને ફોટાઓ સંબંધમાં જે વલણ અખત્યાર કરી એથી રમેશની મુંઝવણ વધી. રમેશની કલ્પના હતી કે કુંદન આ ફોટાઓ જોઈ પોતે વધુ સુંદર અને સોહામણી બનવા પ્રયાસ કરશે. પણ તેણે આવતાંની સાથેજ જે ધડાકો કર્યો એથી રમેશને નિરાશા ઉપજી. ફોટાઓના ચુરેચુરાએ પોતાના હૃદયના ચુરેચુરા કર્યા હતા.

પરંતુ એ આઘાતને વિસરી જઇ શાંતિ મેળવવા રમેશે કુંદનને પોતાની રીતે સુધારવાનો પ્રયોગ શરૂ કર્યો.

એક દિવસ રમેશે કુંદનને કહ્યું, "તું આ ચાંદા જેવો મોટો ચાંલ્લો કપાળમાં કરે છે એ મને ગમતું નથી."

રમેશને એ મોટો ચાંલ્લો સૌન્દર્ય ઘટાડતું હતું એમ લાગ્યું હતું.

"એ તો મારૂં સૌભાગ્ય ચિહ્ન છે." કુંદને જવાબ આપ્યો.

રમેશ મનમાં જ બબડયો, "મુંવું તારૂં એ સૌભાગ્ય ચિહ્ન."

"તું આ ગામડીઆ જેવો પોશાક પહેરે છે તેથી તારા સૌંદર્યમાં કમીપણું જણાય છે." રમેશે બીજી ખામી બતાવી.

"હું મારો પોશાક નહિ બદલું, અને અપ–ટુ–ડેટ વસ્ત્રો ધારણ

કરી મારે કંઇ સૌંદર્યનું બજાર ભરવાનું નથી." કુંદને સણસણતો જવાબ આપ્યો.

રમેશ ડઘાઇ ગયો પણ તેણે વિચાર્યું કે કુંદન જો થોડી ફિલ્મ જોશે એટલે આપોઆપ એને કપડાં લત્તાં પહેરવાનું, બોલવા ચાલવાનું અને પતિ સાથે કેમ વર્તવું એ આવડશે. રમેશે પત્ની સુધારણા માટે કાર્યક્રમ નક્કી કર્યો.

"ચાલ, આજે સિનેમા જોવા જઇએ." રમેશે શિખામણ આપવાનું માંડી વાળી સુચના કરી.

કુંદને અત્યાર સુધી એક પણ ફિલ્મ જોઈ ન હતી. એટલે ઇંતેજારી દાખલ તેણે સીનેમા જોવા જવાની હા પાડી.

બન્ને જવા તૈયાર થયાં ત્યાં મોટરમાં પ્રબોધ આવી પહોંચ્યો.

રમેશે કુંદનને પ્રબોધ સાથે મુલાકાત કરાવતાં કહ્યું, "આ મારા શેઠના પુત્ર શ્રીમાન પ્રબોધકુમાર. તેમને નમસ્કાર કર."

અજાણ્યા પુરૂષને કુંદન નમસ્કાર કરવા તૈયાર નહતી. તે કંઈ પણ બોલ્યા ચાલ્યા શિવાય ઉભી રહી.

"શરમાય છે." પ્રબોધે કુંદનના મૌનનો ઉત્તર આપ્યો.

મોટરમાં બેસી ત્રણેય જણ સિનેમા જોવા ઉપડયાં. કુંદનને રમેશ અને પ્રબોધની વચ્ચે બેસવું પડયું હતું-બેસાડવામાં આવી હતી.

મોટર સિનેમાગૃહ તરફ હંકારાઈ. ચાલુ મોટરમાં પ્રબોધે કુંદનનો હાથ દબાવ્યો.

કુંદન સણસણી ઉઠી. તેણે રમેશ પ્રત્યે જોયું.

પ્રબોધે કુંદનનો હાથ છોડતાં રમેશને કહ્યું, "કુંદનભાભી શરમાય છે બહુ."

"એ તો નવું નવું છે એથી એમ લાગે." રમેશે બચાવ કર્યો.

"કોઈ દિવસ મોટરમાં આવી સહેલ કરેલી ?" પ્રબોધે વાત કરવાના હેતુથી કુંદનને પૂછ્યું.

કુંદને મનમાંજ કહ્યું. 'મુઈ તારી મોટર.'

" કાલે ઘેર ચ્હા પીવા આવશે ? " પ્રબોધે બીજો પ્રશ્ન કર્યો.

' જહાન્નમમાં જાય તારી ચ્હા. ' કુંદન અંદરથી અકળાઇ.

થીએટર આવતાં ત્રણે જણ મોટરમાંથી ઉતરી અંદર દાખલ થયાં.

ફિલ્મ શરૂ થઈ. એમાં એક દૃશ્ય આવ્યું. એક પ્રેમી પોતાની પ્રેમીકાને મળતાં તેને ચુમી લે છે. આ દૃશ્ય જોઇને રમેશ અને પ્રબોધે વચમાં બેસાડેલી કુંદનને ચુમી લીધી.

કુંદન આથી ગભરાઈ જઈ સફાળી ઉભી થઈ ગઇ. અને તરતજ થીએટરની બહાર નીકળી જઇ એકલુંજ ઘર તરફ જવા માંડયું.

રમેશ અને પ્રબોધ પણ ફિલ્મ પુરી જોવાનું માંડી વાળી કુંદનને પગલે ગયા.

કુંદન પગે ચાલવા લાગી. રમેશે તેને અટકાવીને કહ્યું.

" ચાલ મોટરમાં બેસી જા. "

" તમે જાઓ મોટરમાં. હું ચાલતી આવું છુ. "

મોટરમાં બેસવાનો કુંદને ઈન્કાર કર્યો.

" ચાલ. માને છે કે નહિ ? " રમેશે ગુસ્સામાં આવીને કહ્યું.

" નહિ. "

" નહિ માને ? "

" ના. "

" બેસવું જ પડશે. " એમ કહી રમેશે કુંદનને હાથ પકડી ઘસડવા માંડી.

" નહિ બેસું. " કુંદન મક્કમ હતી.

" અપમાન ? " રમેશનો ગુસ્સો વધ્યો.

રમેશે કુંદનને ઝુડી.

બીજા ' શો ' માટે આવેલા પ્રેક્ષકોનું ટોળું ત્યાં એકઠું થઈ ગયું. ટોળામાંથી એક જણ બોલી ઉઠયો, " અરે મૂર્ખા, એક સ્ત્રીને મારતાં શરમ નથી આવતી ! "

"અરે જાને દેને ભાઈ. ઉસકી ઓરત ઓરત હોગી." એક મુસ્લીમ પ્રેક્ષકે પેલા માણસનો હાથ પકડી કહ્યું.

રમેશ સમય વિચારી ગયો. પ્રબોધે મોટર હંકારી મૂકી.

અને પ્રેક્ષકોની ટીકા વચ્ચે કુંદન અને રમેશ પગે ચાલી ઘેર ગયા.

ઘેર આવી રમેશે કુંદનને સખત માર મારી ઝુડી.

નિર્બળ મનના પુરૂષો બીજું શું કરી શકે?

આ બનાવ પછી રમેશ કુંદન પ્રત્યે હવે બેદરકાર બન્યો. પોતાની કલ્પેલી સુંદરીની મુર્તિનાં દર્શન કુંદનમાં તેને દુર્લભ લાગ્યાં. કુંદન સાથે બોલવા ચાલવાનું ઓછું કરી નાખ્યું અને નોકરી કરવી અને સિનેમા જોવા એ એનો જીવન કાર્યક્રમ થઈ પડયો.

એક દિવસ નિત્યક્રમ પ્રમાણે રમેશ 'પ્રેમ કી રીત'નું ચિત્રપટ જોઈ આવ્યો. 'પ્રેમ કી રીત' માં કામ કરતી મીસ પ્રેમલતાને જોઇ એ મુગ્ધ બન્યો. મને પ્રેમલતા મળશે? એને પ્રેમલતા મેળવવાની ઇચ્છા થઈ.

પ્રેમલતાના વિચાર આવ્યા. એ વિચારમાં એને ઉંઘ ન આવી.

પથારીમાંથી બેઠો થઈ એ ખુરશીમાં આડો પડયો. સીગારેટ સળગાવી. પ્રેમલતાનું ચિત્ર હાથમાં લઈ તેની તરફ જોઇ રમેશ બબડયો. 'એકવાર કહે કે હું તને ચાહું છું.'

"નહિ બોલે એમ!" જાણે પોતાની પ્રિયતમા ઉપર કૃત્રિમ ગુસ્સો દર્શાવતો હોય એમ છબીમાંની પ્રેમલતાના મુખપર એક ધીમી થપ્પડ મારી.

પ્રેમલતાનું સુંદર મુખડું રમેશની પાગલતા પર હાસ્ય વેરતું હોય એમ લાગતું હતું.

રમેશે આવેશમાં આવી જઈ પ્રેમલતાની છબીને ચુંબન કર્યું.

રમેશને જાગતી જોતાં કુંદન ઉંઘવાનો ઢોંગ કરી રમેશની આ હીલચાલ જોઈ રહી હતી. અને જ્યારે રમેશે પ્રેમલતાની છબીને ચુંબન કર્યું ત્યારે કુંદન પથારીમાંથી ઉઠી.

રમેશ પાસે આવી કુંદને પૂછ્યું, "હાથમાં શું છે ?"

રમેશ પોતાની ચોરી પકડાઈ જતાં શરમાયો. પણ પતિની હીલચાલમાં પત્નીએ દરમીઆનગીરી કરવાની શી જરૂર ? એ વિચારે રમેશે બેશરમીભરેલો ઉત્તર આપ્યો.

"એ તો કુંદન તારો જ ફોટો છે."

"લાવો જોઉં" એમ કહી કુંદને રમેશના હાથમાંથી ફોટો લઈ જોવા માંડયું.

ફોટો જોઇને કુંદને કહ્યું, "આ મારો ફોટો ન હોય."

"કુંદન, એ તારો જ ફોટો થશે. મારી ઇચ્છા તું આવી પ્રેમલતા બને એવી છે. તું તેવી થવા પ્રયત્ન નહિ કરે તો આ પ્રેમલતાની છબી જ મારી કુંદન થશે. સમજી ?"

રમેશના આ નફ્ફટાઈભર્યા જવાબથી કુંદન ડઘાઈ ગઈ. તે રમેશની મનોદશા પામી ગઈ.

પ્રેમલતાના વિચારમાં રમેશ ગાંડા જેવો થઈ ગયો. કામકાજ પ્રત્યે અને કુંદન પ્રત્યે એની બેદરકારી ખુબ જ વધી પડી.

એક દિવસે પોતાનો ઉભરો પ્રેમલતા આગળ ઠાલવી હૃદય હલકું કરવાનું રમેશે વિચાર્યું.

વિચાર કરી એ ઉઠયો. કાગળ અને કલમ હાથમાં લઈ રમેશ બબડયો, "હું કવિ હોત તો—"

"ખેર કંઇ નહિ." એમ આત્મસંતોષ અનુભવી પોતાના આવેશ તંતુઓને તેણે પત્રમાં વીણી લીધા.

રમેશે પ્રેમલતાને એક પત્ર લખી પોતાની હૈયાની લાગણીઓનો તેમાં પ્રવાહ વહેવડાવ્યો. એ પત્ર તેણે નીચે પ્રમાણે લખ્યો.

"સૌંદર્ય સામ્રાજ્ઞી પ્રેમલતા,

'પ્રેમકી રીત' માં પ્રિતમના પ્રેમની ખાતર ત્હેં પ્રેમનાં દર્દ અનુભવ્યાં છે એટલે તું સહેલાઇથી સમજી શકશે કે ખુદ તારા

પ્રેમના વિયોગમાં ઝુરતા મારા જેવાને પ્રેમનાં દર્દ સહેવાં કેટલાં કઠણુ છે ?

ચંદ્ર ( પ્રેમકી રીતનો મુખ્ય અભિનેતા ) કદાચ તારો બનાવટી આશક હશે. પણ હું તો તારા પ્રેમનો સાચો આશક છું. તારા વિયોગમાં તો મારૂં હૃદય રડી ઉઠયું છે. તારી છબીનું પુજન એ મારો ધર્મ અને નિતનો કાર્યક્રમ થઈ પડયો છે. દિનરાત મારૂં હૃદય તારૂં જ રટન કરી રહ્યું છે. તું નિષ્ઠુર તો નહિ બને ને ?

મને પૂર્ણ આશા છે કે તું મારા પ્રેમનો સ્વીકાર કરીશ. મારા જેવો પ્રેમભક્તિ દાખવનારો તને શોધ્યો ય નહિ જડે.

સાથે મારો ફોટો મોકલું છું. એનું પુજન કરજે. તું જો મારા પ્રેમનો સ્વીકાર કરીશ તો આપણે બન્ને સ્વર્ગના આનંદને પણ ભૂલાવે. દેવોને પણ ઈર્ષા કરાવે એવો આનંદ જીવનમાં રેલાવીશું.

તારોય ફોટો મોકલીશ ને ?

હું છું,

તારા પ્રેમની આશાએ જીવતો,

પ્રેમયોગી રમેશ ”

બીજે દિવસે રમેશે પત્ર રવાના કર્યો અને ત્યારથી જ એણે જવાબની રાહ જોવા માંડી. આજે આવશે, કાલે આવશે એવી આશામાં મહિનો પસાર થઈ ગયો. શું મારો પત્ર નહિ પહોંચ્યો હોય ? એવી શંકા આવતાં રમેશે પ્રેમલતાને બીજો પત્ર લખી નાખ્યો.

બે મહિને આખરે જવાબ આવ્યો. ટપાલીએ રમેશના હાથમાં સુંદર કવરવાળું ભારે પરબીડીયું મૂકયું. એ પરબીડીયું પ્રેમલતા તરફથી હતું એ જાણી કોઈ અગમ્ય ઉત્સાહ અને આનંદથી સાચવીને ખોલ્યું. પત્ર ખોલતાં એના મુખ પર નિરાશા છવાઈ.

પ્રેમલતાના ફોટાની આશા રાખતા રમેશે જ્યારે પોતાનો જ ફોટો પાછો આવેલો જોયો ત્યારે એના આશ્ચર્યનો, એના ગુસ્સાનો પાર ન રહ્યો. ફોટા પાછળનું લખાણુ વાંચતાં તો એના હોશકોશ

ઉડી ગયા. ફોટા પાછળ પ્રેમલતાએ લખ્યું હતું, 'પાગલતા છોડો.'

પત્ર વાંચ્યો. પણ પત્રના વાંચને તેને વધુ અકળાવ્યો. ગુસ્સામાં પત્ર જેમતેમ વાંચીને ફાડી નાખ્યો.

એ પત્ર નીચે મુજબ હતો:—

"ભાઈ રમેશ,

તમારો પ્રથમ પત્ર મળતાં જ મને લાગ્યું કે જવાબ ન જ આપવો એ જ ઠીક છે. પણ જ્યારે તમારો બીજો પત્ર આવ્યો અને તેમાં તમારી પાગલતાનાં વધુ દર્શન થયાં ત્યારે જ જવાબ આપવો પડે છે.

એક નટીના પ્રેમમાં સંસાર સુખની–લગ્નજીવનની સફળતાની આશા રાખવી એ ફોગટ છે. નટી કદાચ રીઝવી શકે, પણ સુખી ન કરી શકે. એક નટીના પ્રેમસુખની આશા રાખવામાં તો તમે કરૂણ નિષ્ફળતાને વરશો. માટે પાગલપણું છોડી દઈ તમારી જીવન સહચરી જેવી હોય તેવી–માં પ્રેમસુખ શોધવા જરા સરખોય પ્રયત્ન કરશો તો તેમાં તમને સાચા સુખનાં દર્શન થશે.

પ્રેમલતા."

કુમારને પ્રેમલતા પ્રત્યે ધિક્કાર ઉપજ્યો. પણ હવે કુંદનને પ્રેમલતા બને તો તે માટે પ્રયત્ન કરી જોવામાં જ રમેશને ડહાપણનો માર્ગ લાગ્યો.

રમેશે હવે કુંદન સાથેની વર્તણૂકમાં ફેરફાર કર્યો. પત્ની સુધારણાનો પ્રયોગ તેણે ફરી શરૂ કર્યો.

"જો કુંદન, આ તારા વાળ ટુંકા છે અને તારા વાળ વધે તે માટે આ કામીનીયા હેર ઓઇલની શીશી લાવ્યો છું."

રમેશે તાજી આણેલી હેરઓઇલની શીશી બતાવી કહ્યું.

"વાળ વધવાના હોય તો વધે. હું ધુપેલ શિવાય બીજું કોઇ તેલ માથામાં નાખવાની નથી."

કુંદનના આ જવાબે રમેશને નિરાશ કર્યો.

" ચાલો એમ. પણ વાળ જરા ઠીક, વાંકી પેંથી પાડીને હોળો તો તું ખુબ સુંદર દેખાઉં."

રમેશે કાંસકી વડે વાળ હોળી બતાવતાં કહ્યું.

" મને એવું પસંદ નથી. હું તો વાળ હોળું છું એવી રીતે સીધા જ હોળીશ." કુંદને જણાવી દીધું.

રમેશની મુશ્કેલી વધી.

" ભલે. પણ કપડાં તો હું કહું તે પહેરીશ ને?"

" મારે મારાં કપડાં ક્યાં અને કઇ રીતે પહેરવાં એ હું જાણું છું. એમાં તમારી સલાહની જરૂર નથી."

કુંદનના આવા નિરાશા ઉપજાવનારા જવાબો સાંભળી હવે રમેશને વધુ પ્રશ્નો પૂછવા યોગ્ય ન લાગ્યું.

રમેશે કુંદનને પ્રેમલતા બનાવવાની આશા છોડી દીધી.

પ્રેમલતાના મોહમાં તણાયો પણ પ્રેમલતાએ પોતાને તરછોડયો એથી એનો ગુસ્સો વધ્યો જ હતો. પણ એ ગુસ્સો દબાવીને કુંદનને કોઈ પ્રેમલતા બનાવવાની કોશીષ જ્યારે નિષ્ફળ નીવડી ત્યારે રમેશ હતાશ બન્યો.

## પ્રકરણ ૯ મું.

### મંગલા

**મંગલા** કુમારનું મન પારખી ગઇ. મંડળના હિત ખાતર જ કુમારે જયશ્રીને નોકરીમાંથી બરતરફ કરી હતી. કુમારને માતાના આ સંબંધી કોઈપણ ઉચ્ચારણના અભાવે નવાઇ લાગી હતી.

મંગલાને પોતાના અને જેરામદાસના સંબંધ વિશે કુમારને જાણુવાની ઇંતેજારી હોવાનું માલમ પડી ગયું.

કુમાર મોટો થયો છે. સમજણો થયો છે. સારાસારનો વિચાર કરવાની તેનામાં શક્તિ છે એવી ખાત્રી થતાં મંગલાએ કુમારને કોઇ ભ્રમમાં ન રહેવા દેવો અને તેને સર્વ હકીકતથી વાકેફ કરવો એજ ડહાપણભર્યું લાગ્યું.

મંગલાએ પેટી ખોલી. એમાંથી હસ્તલિખિત પત્રોમાંથી એક પત્ર કાઢયો. મંગલાએ તે વાંચી જોયો અને ભુતકાળ તેની સામે ખડો થયો.

કુમારે આ પત્ર વાંચવો જ જોઇએ ત્યારે જ તેને મારી વર્તણુંક સમજાશે અને જેરામદાસની મહત્તા પારખશે.

મંગલાએ એ પત્ર કુમારને આપ્યો અને શાંત ચિત્તે ઉશ્કેરાયા શિવાય વાંચી જવાની સુચના કરી.

એ પત્ર કુમારના પિતાએ લખેલ પોતાની આત્મકથાનું 'મંગલા' સંબંધીનું એક પ્રકરણ હતું.

કુમાર એ પત્ર લઈ પોતાના ઓરડામાં ગયો.

કુમારે પત્ર વાંચવો શરૂ કર્યો.

કુમારના પિતાએ મંગલા સંબંધી કુમારને ઉદ્દેશી નીચે પ્રમાણે લખ્યું હતું:—

" કુમાર, એક પુત્ર તરીકે તારી માતાના ચારિત્ર્ય સંબધી એક કમનશીબ બનાવ વાંચતાં તું ખંચકાઇશ. પણ એમાં નથી તારી માતાનો વાંક કે નથી મારા મિત્ર જેરામદાસનો. દુર્દૈવે જેરામદાસને ભુલાવ્યો અને બનવાનું હતુ તે બની ગયું. તે સારૂં તો નહોતુંજ થયું અને તેનો બચાવ હોઇ શકે નહિ. પણ એ બનાવે જે તને હું હવે કહેવા માગું છું તે બનાવનાં ફળ આડકતરી રીતે ખુબજ મીઠાં આવ્યાં.

તે દિવસે હું અને જેરામદાસ શહેરમાં કામે ગયા હતા. હું કામ પ્રસંગે શહેરમાં રોકાઇ ગયો. જેરામદાસ સાંજે ઘેર પાછા ફર્યો. મ્હેં જેરામદાસને ઘેર જઇ હું બીજે દિવસે આવીશ એવી ખબર મંગલાને કહેવા જણાવ્યું હતું અને જેરામદાસે મારો સંદેશો પહોંચાડયો હતો.

બીજે દિવસે હું શહેરમાંથી પાછો આવ્યો. આવતાં જોયું તો મંગલાનું મ્હોં વીલાઇ ગયું હતું. તે બાવરી બની ગઇ હતી. હું આવ્યો પણ એ મારી ખાવાપીવાની ખબર પૂછી શકી નહિ. મને લાગ્યું કે તેની તબીઅત બગડી હશે. મ્હેં પૂછ્યું, " મંગલા, તારી તબીઅત સારી નથી ? "

જવાબમાં માથું ધુણાવ્યું પણ મ્હોંડેથી તે કંઇ જ બોલી નહિ.

મંગલાને કંઇ કહેવું હતું પણ તે કહી શકતી નહોતી. તેની તબીઅત બગડી. તે પથારીએ પડી.

એક દિવસ મંગલાએ પિયેર જવાની માગણી કરી. તેણે કહ્યું, "જરા હું પિયર જઈ આવું તો મારી તબીઅત સુધરશે. હવાપાણી બદલાશે એટલે જીવને પણ ચેન પડશે."

મંગલાને કોઈ છુપી ચિંતા સળગાવી રહી હતી. કોઇ અગમ્ય ભય એને ડારી રહ્યો હતો. એ વખતે હું આનું કારણ કલ્પી શકયો નહિ, પણ એની તબીઅત નિહાળતાં મ્હેં મંગલાને પિયેર મોકલી.

તે દિવસે શહેરમાંથી પાછો ફર્યો ત્યારથીજ મંગલાના વર્તનમાં ભારે ફરક પડી ગયો હતો. ન બોલવું, ન ચાલવું. ખાવુંપીવું એને તરછોડયું હતું. ઘરના કામકાજમાં પણ બેદરકારી દેખાઇ. રસોઇ કરતી પણ એમાં બરકત નહિ. કપડાં ધોતી પણ જાણે ધોયાંજ નથી. પથારી કરતી તે જાણે વેઠ ઉતારતી. તારી માતાનું આ વર્તન હું સમજી શકયો નહિ. તબીઅતના કારણે આમ થતું હશે એમ ધારીને જ મ્હેં કંઇ પણ ઠપકો આપ્યો નહોતો.

મંગલાની તબીઅત બગડી તેજ અરસામાં જેરામદાસ માંદા પડયા. હું એમની અવારનવાર ખબર લેતો. જ્યારે હું એમની ખબર જોવા જતો ત્યારે વાતવાતમાં એ મને કંઇક કહેવા માગતા હતા, પણ કહી શકતા નહોતા. તેમની તબીઅત દિવસે દિવસે વધારે બગડી. માંદગીએ ગંભીર સ્વરૂપ પકડયું. એક દિવસે જેરામદાસે ખાસ સંદેશો મોકલી મને બોલાવ્યો.

હું ગયો. તબીઅત નંખાઈ ગએલી છતાં જેરામદાસમાં થોડી સ્વસ્થતા જણાતી હતી.

'મિત્ર, મ્હેં તને દગો કર્યો."

જેરામદાસના આ શબ્દોથી હું ચમકયો. જેરામદાસે મને દગો કર્યો હોય એવું બન્યું નહોતું. મારી અને જેરામદાસની મિત્રતા

ગાઢ હતી. જીવજાન દોસ્તી એવી અમારી દોસ્તી હતી. મારા માન્યામાં ન આવ્યું.

" જેરામ, ત્હેં દગો નથી કર્યો અને કર્યો હશે તોય તને માફ છે."

મ્હેં જેરામદાસને માંદગીમાં વધારે આઘાત ન લાગે એ ઇરાદાથી વાત ટુંકમાં પતાવવાના હેતુથી કહ્યું.

મારા જવાબથી જેરામદાસને સહજ શાંતિ થઇ. પણ જેરામદાસથી અંતર આત્માનો અવાજ રોકી શકાયો નહિ.

" મિત્ર, મ્હેં તને પાયમાલ કર્યો." જેરામદાસનું દીલ પોકારતું હતું.

" સાજા થયા પછી વાત કરજે."

મારે જેરામને ચર્ચા કરતાં રોકવા હતા. પણ તે રોકી શકાયા નહિ.

જેરામે ધીમા પણ મક્કમ અવાજે કહ્યું, " તે દિવસે હું શહેરમાંથી પાછો આવ્યો. તારો સંદેશો પહોંચાડવા હું તારે ઘેર ગયો. તને અને મંગલાને મારી પર વિશ્વાસ હતો, ભરોસો હતો. પણ મ્હેં એ વિશ્વાસનો ભંગ કર્યો. હું ગયો ત્યારે મંગલા પથારી પાથરતી હતી. મંગલા તરફ મ્હેં એ દિન સુધી કુદષ્ટિથી જોયું નહોતું. એટલે રાતના સમયે પણ મંગલાએ નિખાલસતાથી અને નિર્ભયતાથી મારી સાથે વાતચીત કરી. મંગલાને મારા તરફના ભયનું કારણ નહતું. પણ વિધિએ મને ભુલાવામાં નાખ્યો. હું મંગલાને રાતના સમયે એકાંતમાં જોઇ તેની સામું તાકી તાકીને જોઇ રહ્યો. મંગલાના સૌંદર્યનું મ્હેં રસપાન કર્યું. એ રસપાને મારી વાસનાઓ ઉશ્કેરી મુકી. હું ભાન ભૂલ્યો—ને મ્હેં? મ્હેં મંગલા પર બળાત્કાર કર્યો.

પણ પછી? જ્યારે વાસનાઓનો પ્રવાહ ધીમો અને ટાઢો પડયો—જ્યારે હું જાગ્રત થયો ત્યારે મને મારી મહાન ભૂલ સમજાઇ.

બળાત્કાર બાદ ત્યાં ઉભા રહેવાની મારી હિંમત ન ચાલી. મંગલા તો દિગમૂઢ બની ગઈ હતી. એની આંખો ફાટી ગઇ. એ બ્હાવરી બની.

ઘેર આવ્યો. પણ દીલમાં શાંતિ ન હતી. દીલમાં આગ ઉઠી હતી. હૃદય પોકારી ઉઠ્યું કે મ્હેં મિત્રદ્રોહ કર્યો, વિશ્વાસભંગ કર્યો—મિત્રપત્ની પર બળાત્કાર કરવાનું એક જંગલી કૃત્ય કર્યું. આ બનાવે મારી શાંતિ ઉડાવી દીધી. પશ્ચાતાપની આગમાં હું ભડકે બળી રહ્યો. તને આ હકીકત જણાવી મ્હેં તારી માફી માગવા નિર્ણય કર્યો. પણ પગ ઉપડતા નહોતા અને જીભ સીવાઇ ગઈ હતી મનમાં ને મનમાં હું બળી રહ્યો. આજ આ માંદગી પ્રાયશ્ચિતની છે. મને લાગે છે કે હવે હું વધારે વખત જીવી શકવાનો નથી. મરતા પહેલાં તારી માફી માગું છું."

આ હકીકત જાણ્યા પછી મારે જેરામને માફી આપવી જ રહી. ત્યારે જ સમજાયું કે મંગલાની માંદગી પણ જેરામની જ માંદગી હતી.

"જેરામ, તારો ગુન્હો પ્રભુ માફ કરે. માફી આપનાર હું કોણ?" મારા શબ્દોએ એનામાં શક્તિ પ્રેરી. માથા પરથી એક મહાન ભાર ઓછો થતો હોય એમ એનું હૃદય હલકું બન્યું. માંદો માંદો એ ઉભો થયો. તે મને ભેટી પડયો. અશ્રુપુર્ણ આંખે કહ્યું, "તારી ઉદારતાએ મારૂં મસ્તક નમે છે. હજુ એક માગણી કરૂં છું. મ્હેં કહ્યું ને કે હું હવે જીવું એમ લાગતું નથી. મારી આ માંદગી જીવલેણ નીવડે તે પહેલાં મંગલા આવી મને મારો ગુન્હો માફ કરે. મિત્ર, મરતી વખતની મારી આ છેવટની અભિલાષા છે."

મને લાગ્યું કે જેરામનો પશ્ચાતાપ સાચો છે. મ્હેં પત્ર લખી મંગલાને તરત જ પાછી તેડાવી. મ્હેં મંગલાને જેરામની તબીઅત જોવા આવવા કહેતાં તેનાથી રડી પડાયું. મારે કહેવું પડયુ, "તું રડીશ નહિ. તારૂં દુઃખ હું જાણું છું. તારો ગુન્હો—જો તું ગુન્હો માનતી હોય તો—મ્હેં માફ કર્યો છે."

મંગલાને ખાત્રી થઈ કે જેરામે મને વાકેફ કર્યો છે. મંગલા મને પગે પડી. મ્હેં તેને હાથ પકડી ઉભી કરી. મારો હાથ–સહકાર મળતાં તેનું દુઃખ ઓછું થયું.

મારી સાથે મંગલા જેરામને ત્યાં આવી. જેરામે મંગલાને નમસ્કાર કર્યા. મંગલાએ નમસ્કાર ઝીલ્યા.

"મંગલાબ્હેન, મારો ગુન્હો માફ કરો તો મારી સદગતી થાય."

જેરામદાસે મંગલાની માફી માગી.

પણ મંગલાથી બોલાયું નહિ. મ્હેં મંગલાને માફી આપવા જણાવ્યું.

"માફ છે." મંગલા મહામુશ્કેલીએ બોલી.

જેરામદાસની આંખો આનંદથી ચમકી ઉઠી.

"મારા ગુન્હાની શિક્ષા ફરમાવો."

જેરામે અમને બન્નેને વિનંતી કરી.

"ગુન્હો માફ છે. હવે શિક્ષા ન હોય. તમને બન્નેને–મંગલાને અને તમને પુરતી શિક્ષા મળી ગઈ છે." મેં કહ્યું.

"મિત્ર, કંઈક એવી શિક્ષા તો જરૂર કર કે જેના આધારે હું મારા જીવનને ધન્ય બનાવી શકું."

જેરામદાસને પાપનું પ્રાયશ્ચિત કરવું જ હતું. ગુન્હાની માફીએ એની ચિંતા ઓછી કરી પણ તેને કંઈક એવું કરવું હતું કે જે પ્રાયશ્ચિતનું ફળ કલ્યાણકારી નીવડે.

મ્હેં જવાબ ન આપતાં જેરામે આગળ કહ્યું, "જો હવે સાજો થાઉં તો યાત્રા કરી હું મારી જાતને પવિત્ર બનાવું. છૂટે હાથે દાન કરી પુણ્યકર્મ કરી લઉં મારી એ ઇચ્છા છે."

મને લાગ્યું કે જો જેરામની ઇચ્છા હવે પોતાને વિશુદ્ધ બનાવી દાનધર્મ કરવાની છે તો દાનનો સદુપયોગ થાય એ હેતુથી મ્હેં જેરામને કહ્યું, "તું સાજો થઈશ જ. સાજો થયા પછી તારે યાત્રાએ જવું હોય તો જજે. તું પૈસાપાત્ર છે. છૂટા હાથે દાન

કરી શકે એમ છે. પણ તું હું શિક્ષા કરૂં એમ ઇચ્છે છે. તો મારી તને શિક્ષા છે કે તારા પૈસાનો સદવ્યય કર. આપણું ગામ પછાત છે. તેમાં ઉંચ સંસ્કારો રેડ. અંગ્રેજી કેળવણી જે એક જરૂરિયાતની વસ્તુ થઈ પડી છે તે માટે અંગ્રેજી શાળા સ્થાપ. પુસ્તકાલયરૂપી જ્ઞાનપરબ મંડાવ. બાળકોને મર્દ–સાચા મર્દ બનાવવા વ્યાયામ શાળાઓ અને અખાડાઓ શરૂ કર."

મ્હેં મારા વખતમાં ગામની જે જરૂરિયાતો હતી તે જરૂરિયાતો પુરી પાડવાની યોજના જેરામદાસને જણાવી.

જેરામને આ ગમ્યું. તે તરત જ કબુલ થયો. તેણે કહ્યું, "હવે હું જીવીશ. ગામની સેવા કરવા, ગામનું ભલું કરવા હું જીવીશ અને સમાજ સેવા કરીશ."

જેરામનું દુઃખ હવે બીલકુલ દૂર થઈ ગયું હતું. દિવસે દિવસે તેની તબીઅત સુધરી. અને તે સાજો થતાં મ્હેં અને જેરામે મળી 'મિત્રમંડળ'ની સ્થાપના કરી.

જ્યારે તું આ વાંચશે ત્યારે તો મિત્રમંડળ પગભર બન્યું હશે, વિકસ્યું હશે. પણ તારે તારી ફરજ બજાવવાની છે. મારી ઇચ્છા છે કે તું મિત્રમંડળની સેવા કરવાનું ધ્યેય રાખીશ. તારે આમ કરવું જ પડશે એમ હું તને નથી કહેતો. તારા યુગ પ્રમાણે તને જીવનનું બીજું ઉંચ કલ્યાણકારી ધ્યેય સુઝે તો તને તેમ કરવાની મના નથી.

આ પત્ર વાંચ્યા પછી મંગલાને દુભવીશ મા."

આ પત્ર વાંચ્યા પછી કુમારથી બોલી જવાયું:—

"ઉન્નત આત્માઓ."

કુમારની શંકાનું નિવારણ થયું. મિત્રમંડળનું મુળ આજે જડી આવ્યું. મંગલા અને જેરામદાસ પ્રાયશ્ચિતના અડગ ખડક ઉપર ઉભેલા વિશુદ્ધ આત્માઓ છે. કુમારે સ્વર્ગસ્થ પિતાને, મંગલાને અને જેરામદાસને હૃદયથી નમન કર્યું.

## પ્રકરણ ૧૦ મું.

### વિખવાદ

કુમારે જયશ્રીને નોકરીમાંથી બરતરફ કર્યા પછી મંડળના કેટલાક સભ્યોએ જયશ્રીને ગામમાંથી બરતરફ કરવાની પ્રવૃત્તિઓ આદરી.

નવલરામે આમાં મુખ્ય ભાગ ભજવવા માંડ્યો. પોતાને લાલચ આપી મંત્રીપદનું રાજીનામું અપાયા પછી જયશ્રી પોતાને ઘેર આવતાં બંધ થઈ ગઈ હતી. છતાં એક દિવસે નવલરામે એક છોકરાને જયશ્રીને પોતાને ત્યાં બોલાવો લાવવા મોકલ્યો.

છોકરો સંદેશો લઇને આવ્યો. જયશ્રી અને કુમાર તે વખતે સાથે બેઠેલાં હતાં.

છોકરાએ કહ્યું, " નવલરામ કાકા બોલાવે છે. "

" મને ? " કુમારે પૂછ્યું.

" ના. આમને " જયશ્રી તરફ હાથ કરી છોકરાએ કહ્યું.

" જા. આવું છું. "

જયશ્રીનો જવાબ લઈ છોકરો વિદાય થયો.

"ત્યાં નહિ જવાય." કુમારનું સત્તાવાહી ફરમાન થયું.

"ભાઈસા'બ, આ મંત્રી તરીકેનો હુકમ છે કે?" જયશ્રીએ મજાક કરી.

જયશ્રીના મજાકભર્યાં શબ્દોએ કુમારને ગુસ્સે કર્યો· ગુસ્સામાં ને ગુસ્સામાં તે બોલી ગયો, "નફ્ટ. ચાલી જા અહીંથી."

"આ પણ મંત્રી તરીકેનું ફરમાન છે ને?"

જેમ કુમાર ગુસ્સે થતો ગયો તેમ જયશ્રી હસવા લાગી.

"હા." કુમારે ઉત્તર આપ્યો.

પણ જયશ્રી કુમારને ગુસ્સામાં છોડી નવલરામને ત્યાં જઇ પહોંચી.

'કેમ મજામાંને?" જયશ્રીએ રૂવાબભેર ઘરમાં પેસતાં નવલરામની ખબર પૂછી.

"મજામાં. ખુબ મજામાં." નવલરામે વ્યંગમાં જવાબ આપ્યો.

"તારો હિતેચ્છુ કોણ?" નવલરામે પૂછ્યું.

"કુમાર."

"કુમાર? હું નહિ?"

"ઉં હું."

જયશ્રીના 'ઉં હું' એ નવલરામની મગજની ગરમીનો પારો વધારી દીધો.

કટાણું મુખ કરી નવલરામે કહ્યું, "મૂર્ખ."

"આપ. હું નહિ." જયશ્રી હસતી હતી.

"હું મૂર્ખ? તારે કાજે મારા જીવનની બરબાદી કરનારો હું મૂર્ખ? જયશ્રી, તારે કાજે મ્હેં શું નથી કર્યું? બધાને અન્યાય કરી મ્હેં તને નોકરીએ રખાવી. તારી અને મારા વિશે ખરાબ વાતો ગામમાં ચાલી. મ્હેં એની દરકાર ન કરી. તને ખુશ રાખવા ખાતર મ્હેં મંત્રીપદનું રાજીનામું આપ્યું. ત્યારે તારા હિતેચ્છુ

કુમારે શું કર્યું ? જે કુમારે તને નોકરી અપાવવા મારી પાસે ભલામણ કરી હતી એજ કુમારે તને બરતરફ કરી તારૂં શું ભલું કર્યું ? આજે તારે એમની દયા પર જીવવું પડે છે. તું કમાતી ત્યારે તારી ગરજ હતી. હવે તો તને કાઢી મૂકશે. તારી આવી દશા કરનારને તું હિતેચ્છુ ગણીશ ?" નવલરામે જયશ્રીને સંભળાવ્યું.

"પણ નવલરામજી, મને અહીંથી ચાલી જવાનું ફરમાન તો મંત્રીજી કુમારે હમણાંજ આપી દીધું છે." જયશ્રીએ નિસાસો નાખવાનો ડોળ કરી કહ્યું.

"કુમાર, તને કાઢી મૂકશે એ તો હું ધારતોજ હતો અને તુંજ કહે છે કે તને કાઢી મૂકી."

"હા. નવલરામજી, હવે મારી શી દશા થશે ? હવે તો મારે તમારા જેવા હિતેચ્છુના આશરે જ રહેતું રહ્યું."

જયશ્રીએ દર્દભર્યા અવાજે ઉચ્ચારણ કરી નિઃસહાય હોવાનો વધુ દેખાવ કર્યો.

જે નવલરામને જયશ્રી દૂર હોતાં તેના ઉપર જે ગુસ્સો આવતો તે ગુસ્સો જયશ્રીને દેખતાં તેની મોહનીમાં ઉતરી જતો. જયશ્રી ઉપર ક્રોધ ઠાલવવા તત્પર થતું નવલરામનું હૃદય જયશ્રીને જોતાંજ ઠંડુ થઈ જતું અને જયશ્રીની સ્થિતિ નિઃસહાય બન્યાનું જોઈને તેમના હૃદયમાં દયાનો ઉભરો આવ્યો.

"હું છું ને ?" શાંત્વન આપવાનો પ્રયાસ કરતા નવલરામે જયશ્રીના બરડે હાથ ફેરવવા માંડયો.

"એવું શાંત્વન શા કામનું ?"

જયશ્રીના આ અર્થપૂર્ણ શબ્દો સાંભળી નવલરામે તેને સાચું શાંત્વન આપવાના ઉદ્દેશાથી આગળ વધી જયશ્રીને બાથમાં લઈ દાબવા પ્રયાસ કર્યો.

જયશ્રી જોર કરી નવલરામની બાથમાંથી છૂટી જઈ દૂર ઉભી. જયશ્રી વીફરી.

" ખબરદાર નવલરામજી, એ જયશ્રી તો હવે મરી ગઈ."

" સતી સાવિત્રી થઈ ગઈ?"

" જી, હાં."

" નફ્ટ–બેશરમ " નવલરામની આંખ રાતીપીળી થઇ.

" અરે ! એટલા ઇલ્કાબ તો આપની પાસે રહેવા દો."

" ડાકણ જેવી."

" હાં. પણ જીવતી ડાકણ છું. મરેલી નથી એટલું ધ્યાનમાં રાખજો."

" બસ કર. જોઈ તારી સફાઈ."

" ઠીક ત્યારે, હવે હું જાઉં છું. નમસ્તે નવલરામજી."

જયશ્રી એટલું કહી ચાલી ગઈ.

આ બનાવે નવલરામના નિશ્ચયને વધુ મક્કમ બનાવ્યો. જયશ્રી પોતાને બનાવી ગઈ એનું વેર લેવુંજ જોઇએ. નવલરામે પોતાના પક્ષના કેટલાક સભ્યોની ખાનગી સભા ભરી, અને તેમાં સંસ્થાના થોડાક શિક્ષકોનો સાથ મેળવ્યો.

નવલરામે સભાનો હેતુ જણાવતાં કહ્યું, " જ્યારથી જયશ્રી આ ગામમાં આવી છે ત્યારથી મંડળનું કામ બગડી ગયું છે. હું માનું છું કે જયશ્રીને ગામ બહાર કાઢવામાં આવે તોજ મંડળનું કામ બરાબર ચાલશે; અને નહિ તો મંડળનો વિનાશ દૂર નથી. ગામમાં હાલ જે પક્ષાપક્ષી પડી છે તેનું કારણ પણ જયશ્રી છે."

" નવલરામ, જયશ્રીને દૂર કરવીજ જોઇએ. પણ જ્યારે આ સભા ભરી છે ત્યારે મંડળને લગતી બધીય ચર્ચા કરીએ." એક સભ્યે સૂચવ્યું.

" બરાબર છે. મંડળનું હિત આપણને હોય તેટલું જયશ્રી કે કુમારને ન હોય. કુમાર તો આજકાલનો છે અને મંડળની સેવા કરતાં તો મારૂં શરીર ઘસાઈ ગયું છે. આજે આપણે કંઇક નિર્ણય તો કરવોજ જોઇએ." નવલરામ તો પોતાની સુચનાનેજ વળગી રહ્યા.

એક શિક્ષકે ફરિયાદ કરી, " નવલરામજી, કુમારે સભા પાસે

એવા કેટલાક કાર્યક્રમો અને નિયમો મંજુર કરાવી લીધા છે કે અમે તો તેનાથી હેરાન થઈ ગયા છીએ. બીજે નોકરી મળતી હોય તો તમારી મંડળની નોકરીને લાત મારીએ. પણ શું કરીએ ?"

"પણ તમારે શું કહેવું છે ?" નવલરામે પૂછ્યું.

બીજા શિક્ષકે જવાબ આપ્યો, "નવલરામજી, વાત એમ છે કે હાઈસ્કુલના વિદ્યાર્થીઓ માટે ફરજીયાત કાંતણ દાખલ કર્યું તે તો ઠીક કે વિદ્યાર્થીઓ તેમની મેળે માથું કુટયા કરે પણ અમને શિક્ષકોને પણ કાંતવાની ફરજ પાડવામાં આવે છે તે અમે તો કાંતીએ કે છોકરાં ભણાવીએ ?"

રમણે શિક્ષકોનો પક્ષ તાણી શિક્ષકોની બીજી ફરિયાદો રજુ કરતાં કહ્યું, "અને નવલરામજી, કુમારે પાછો નવો હુકમ કહાડયો છે કે શિક્ષકોએ વારાફરતી દરરોજ રાત્રીશાળામાં જઈ પ્રૌઢશિક્ષણનું કામ કરવું અને હાં હવે તો કુમાર રેંટિયાગૃહ શરૂ કરવાનો છે."

"રાંડીરાંડનો ધંધો" કુમારની રેંટિયાગૃહની યોજનાની એક સભ્યે ઠઠ્ઠા ઉડાવી.

રમણે આગળ કહ્યું, "દરેક શિક્ષકે રાષ્ટ્રભાષા શીખવી જોઇશે. શુદ્ધ ખાદી પહેરવી પડશે એવા એવા ઠરાવો કુમાર આગામી સભામાં રજુ કરવાનો છે."

આ મુદ્દાઓ પર ચર્ચાને અંતે આ ખાનગી સભાએ કુમારને મંત્રીપદ પરથી ખસેડવા અને જયશ્રીને ગામબ્હાર હાંકી કાઢવાનો નિર્ણય કર્યો.

કુમારે મંત્રીપદ હાથમાં લીધા પછી મંડળની પ્રવૃત્તિઓને રાષ્ટ્રીય પાયા પર મુકવાનાં પગલાં લીધાં. તેનાં આ પગલાંએ કુમારને શિક્ષકવર્ગમાં અપ્રિય બનાવ્યો અને શિક્ષકોએ પોતાના લાભ માટે મંડળના સભ્યોનો આ રીતે સાથ મેળવ્યો.

જેરામદાસ મંડળના વિખવાદો જાણતા હતા. પણ તેમને કંઈ પણ દરમીઆનગીરી ન કરતાં જે બને તે તરફ જોવાનું જ યોગ્ય ધાર્યું.

આ વર્ષે મિત્રમંડળની વિવિધ સંસ્થાઓ હાઈસ્કૂલ, પુસ્તકાલય, વ્યાયામશાળા અને બાલમંદિર એ બધી સંસ્થાઓનો એક સંયુક્ત મેળાવડો મંડળની સ્થાપના દિન અંગે ઉજવવા મંડળે ઠરાવ્યું હતું.

અને તે માટેની તૈયારીઓ થઈ રહી હતી. આ મોટા સમારંભના પ્રમુખ તરીકે કોને લાવવા એ સંબંધે મતભેદ હતો. કુમારે આ સમારંભના પ્રમુખપદ માટે જેરામદાસનું નામ સુચવ્યું હતું પરંતુ મંડળના મોટા ભાગના સભ્યો આ સુચનાનો વિરોધ કરતા હતા.

કુમારે સમારંભના પ્રમુખની પસંદગી કરવા માટે ખાસ સમગ્ર સભા બોલાવી. જેરામદાસ ઘણી વખત તબીઅતના કારણે દરેક સભામાં હાજરી આપી શકતા નહોતા પણ આ સભામાં પોતાની તબીઅત ઠીક નહિ છતાં પણ આવ્યા અને પ્રમુખસ્થાને બેઠા.

સભાનું કામકાજ શરૂ થતાં નવલરામે નીચેની દરખાસ્ત મૂકી:–

" આ સભા આ વર્ષના સમારંભનું પ્રમુખપદ સ્વીકારવા રાજેશ્રી પ્રબોધકુમાર વનમાલીદાસને આગ્રહપૂર્વક વિનંતી કરે છે. "

આ દરખાસ્ત પર બોલતાં નવલરામે જણાવ્યું કે, " રાજેશ્રી પ્રબોધકુમારના પિતા શેઠ વનમાલીદાસે આપણા ઘણા મેળાવડાઓમાં પ્રમુખસ્થાન સ્વીકારી આપણને રૂણી કર્યા છે અને આર્થિક સહાય કરી મંડળના કામને વેગ આપ્યો છે અને મને આશા છે કે રાજેશ્રી પ્રબોધકુમારને પ્રમુખ તરીકે લાવવાથી મંડળની શોભા વધશે અને આર્થિક ફાયદો પણ સારો થશે. "

નવલરામ બેસી જતાં કુમાર ઉભો થયો.

તેણે દરખાસ્તનો વિરોધ કરતાં કહ્યું, " હું આ દરખાસ્તનો વિરોધ કરૂં છું અને સમારંભના પ્રમુખ તરીકે મંડળના પ્રમુખ પુજ્ય જેરામદાસને પસંદ કરવા સુચના કરૂં છું. કારણ મંડળની

સ્થાપનાના દિવસે આપણે જે સંયુક્ત મેળાવડો યોજ્યો છે. એના પ્રમુખપદ માટે મંડળના સંસ્થાપક પુન્ય જેરામકાકા શિવાય બીજા કોઈ વધુ લાયક હોઈ શકે નહિ."

કુમાર સુચના કરી બેસી ગયો.

"બીજા કોઇને કંઈ કહેવું છે?" પ્રમુખ જેરામદાસે સભાનો મત માગ્યો.

કોઈ બોલવા ન ઉઠ્યું.

જેરામદાસે ન્યાય આપ્યો, "આવા મોટા સમારંભમાં ઘરનો મારા જેવો પ્રમુખ શોભે નહિ. એટલે કુમારની સુચના હું મંજુર કરતો નથી. જો કુમારને મારા શિવાય બીજા કોઈનું નામ સુચવવું હોય તો સુચવે."

"મારે આપના શિવાય બીજા કોઇનું નામ સુચવવાનું છે જ નહિ." કુમારે જવાબ આપ્યો.

"તો મારી દરખાસ્ત મંજુર કરો." નવલરામ બોલી ઉઠયા.

"એ નામ સામે મારો વિરોધ છે." કુમારે પોતાનો વિરોધ નોંધાવ્યો.

"કારણ?" પ્રમુખે પૂછ્યું.

"કારણ એટલું જ કે એ નામ સામે મારે વાંધો છે."

કુમારને ઉંડા ઉતરવાની ઇચ્છા નહોતી.

"પ્રમુખસાહેબ, કુમાર કારણ બતાવી શકતો નથી. તો મારી આ દરખાસ્ત મંજુર કરો." નવલરામે આગ્રહ કર્યો.

"તો તેની સાથે મંત્રી તરીકેનું મારૂં રાજીનામું પણ મંજુર કરો."

કુમાર જો પ્રબોધને પ્રમુખ તરીકે લાવવાનું ઠરે તો રાજીનામું આપવાની તૈયારી બતાવી.

"રાજીનામાની ધમકી આપો છો તે નહિ ચાલે. બીજું નામ સુચવવું નથી અને ઉપરથી રાજીનામાની ધમકી આપો છો? મંડળ કંઇ તમારા વગર અટકી નહિ પડે. સમજ્યા!"

રમણે તક સાધી કુમારને ફટકો માર્યો.

" હું એવું કહેતો નથી કે મારા શિવાય મંડળનું કામ નહિ ચાલે." કુમારે જવાબ વાળ્યો.

" અને સમારંભનું કામ પણ અટકી નહિ પડે."

નવલરામે પણ કુમારને સંભળાવ્યું.

ચર્ચાને અંતે સભાએ સમારંભના પ્રમુખ તરીકે પ્રબોધની પસંદગી કરી. કુમારે મંત્રી તરીકે રાજીનામુ આપ્યું. સભાએ રાજીનામુ સ્વીકારી લીધું.

પ્રમુખ જેરામદાસ ખુરશીમાંથી ઉભા થયા. તેમણે ધીરા પણ ગંભીર સાદે કહ્યું, " મંડળની સ્થાપના થઈ ત્યારથી તેના સ્થાપક તરીકે હું મંડળનો પ્રમુખ અત્યાર સુધી રહ્યો છું. મંડળનું કામ વધતાં મંડળનું કામ વ્યવસ્થિત ચાલે, મંડળ કે જે ગામના હિત માટે છે એમાં ગામનો અવાજ રહે એ માટે મ્હેં સલાહકાર કમિટિની સ્થાપના કરી. એ કમિટિ ધીમે ધીમે વિસ્તાર પામી. ગામમાંથી સભ્યો બનાવ્યા અને એ સભ્યોમાંથી મંડળની કમિટિ રચાઈ. મંડળનું બંધારણ ઘડાયું અને ધારાધોરણ અને નિયમો ઘડાયા. બંધારણપૂર્વક મંડળ સ્થપાયા પછી પણ મંડળના સભ્યોએ કાયમ જેવો દર વર્ષે પ્રમુખ તરીકે મને બીનહરિફ ચુંટયો છે અને મ્હેં મારાથી બનતી સેવા મંડળની કરી છે. આજ સુધી મંડળમાં હોદ્દા મેળવવાની કોઈ સભ્યને લાલસા નહોતી પ્રમુખ તરીકેનું સ્થાન લેવા કોઇ આગળ આવતું નહતું અને મારે નવલરામને ફરજ પાડી મંત્રી તરીકે કામ સોંપવું પડયું હતું. અલબત્ત એ કામ એમને સંતોષકારક બજાવ્યું છે. પણ હું તમને એક યાદ આપું છું કે મંડળની પ્રગતિ માટે મ્હેં જે કોઈ પ્રયત્ન કર્યો છે, મારામાં આ કામ કરવાની જે શકિત રેડાઈ છે—એ વીજળીક શક્તિ મને આપનાર મંડળના સાચા સ્થાપક કુમારના મર્હુમ પિતા નંદલાલ છે. જે

મંડળના મંત્રીપદ માટે તમે હરીફાઇ કરી રહ્યા છો, જે કુમારને માટે તમો અણુગમો દર્શાવી રહ્યા છો એ ખરેખર શોચનીય વસ્તુ છે. ખેર. તમને જે ગમે તે ખરૂં. હું વૃદ્ધ થયો છું. મંડળમાં નવું લોહી આવ્યું છે એને હું આવકારૂં છું પણ સાથે ચેતવણી આપું છું કે જો પક્ષાપક્ષીમાં પડી, હોદ્દાની લાલસા કરી, મંડળમાં રહી સ્વાર્થ સાધવાની ઇચ્છા કરી તેજ પ્રસંગે આ મંડળ જે હેતુ માટે સ્થાપવામાં આવ્યું છે એ મંડળનો હેતુ માર્યો જઇને શોભાનું ગાંઠીયું બનશે.

"મિત્રો, હું હવે વૃદ્ધ થયો છું. મારાથી મંડળનું કામ હવે બરાબર સંભાળી શકાતું નથી. આજે અહીં આવ્યો છું તો આશા રાખું છું કે આપ મને હવે મંડળમાંથી નિવૃત્ત કરી આપ યોગ્ય ગૃહસ્થને મંડળનું સુકાન સોંપો."

જેરામદાસનું પ્રવચન સાંભળી સભ્યો અંદરઅંદર ચર્ચા કરવા લાગ્યા એક કહ્યું, "એમને નિવૃત્ત કરવા જોઇએ." બીજાએ તેને ટેકો આપ્યો. ત્રીજાએ વિરૂદ્ધ અભિપ્રાય વ્યક્ત કર્યો, "એમના શિવાય મંડળનું કામ ચાલશે નહિ. એમને જીવે છે ત્યાં નિવૃત્ત કરવા એ હિતાવહ નથી, યોગ્ય પણ નથી."

જેરામદાસને નિવૃત્ત કરવા કે નહિ એ સંબંધે સભ્યોમાં મતભેદ પડયો.

નવલરામ ઉભા થયા. એમણે પ્રમુખને કહ્યું, "આપની ઇચ્છા નિવૃત્ત થવાની હોય તો આપની તબીઅત માટે તેમ કરવામાં સભાને વાંધો નથી."

નવલરામના પક્ષનાજ કેટલાક સભ્યોએ નવલરામના આ કથન સામે વાંધો લીધો.

"ભાઈઓ," નવલરામે વાંધાઓનો રદીઓ આપતાં જણાવ્યું. "એ પ્રમુખપદની જગાએથી નિવૃત્ત થશે એનો અર્થ એ નથી

કે તેઓ મંડળનું હિત નહિ જૂવે કે આપણને સલાહ નહિ આપે. એમની તબીઅતનો પણ આપણે વિચાર કરવો જોઇએ. જેરામદાસ જીવે છે ત્યાં સુધી તેઓ મંડળનું હિત વીસરવાના નથી એની મને ખાત્રી છે એટલે તેઓ નિવૃત્ત થતાં મંડળનું કામ બગડશે એવી ભીતિ રાખવી અસ્થાને છે."

નવલરામના સંભાષણ પછી સભ્યોમાં ફરી વિચારણા શરૂ થઇ. એક સભ્યે સુચવ્યું, "નવલરામે મંત્રી તરાકે ઘણાં વર્ષ કામ કર્યું છે અને તેમને મંડળના કામકાજનો સારો અનુભવ છે એટલે આપણા પ્રમુખ એમની ઇચ્છાથી નિવૃત્ત થવા માગે છે તો તેમની જગાએ નવલરામને પ્રમુખ ચુંટવા."

કુમારને લાગ્યું કે આ સુચના સ્વીકારાઇ જશે. જેરામદાસ જ મંડળના પ્રમુખ રહેવા જોઇએ અને તે માટે રસ્તો કાઢવોજ જોઇએ.

કુમારે ચર્ચાનો જવાબ આપતાં જણાવ્યું, "આપણા પ્રમુખ નિવૃત્ત થવા ઇચ્છે છે એટલા જ કારણથી કે તબીઅત ઠીક રહેતી નથી. કામ થતું નથી. વાત સાચી. પણ તેનોય રસ્તો છે. પ્રમુખ તરીકે જેરામકાકા જ રહે અને જરૂર પડે તેઓ પોતાને યોગ્ય લાગે તે કામ અગર સત્તા તેમની જવાબદારી પર મંત્રીને સોંપે અગર સભા મંત્રીને પ્રમુખની કેટલીક ફરજો અને સત્તા નકકી કરી આપે."

કુમારની આ સુચના મોટા ભાગના સભ્યોને આવકારદાયક લાગી. આ પ્રશ્ન આવતી સભા પર મુલતવી રાખવા એક સભ્યે સુચના કરતાં તે સર્વાનુમતે મંજુર થઈ.

સભાએ કુમારનું રાજીનામું સ્વીકાર્યું અને મંત્રી તરીકે નવલરામની ચુંટણી થઇ.

બાદ સભાનું કામ પુરૂં થયું ને સૌ વીખરાયા.

કુમાર ઘેર આવ્યો. જયશ્રીએ પૂછ્યું.

"મંત્રીજી, સભામાં શું કરી આવ્યા?"

"મંત્રીપદ મૂકી આવ્યો. તને નહોતું ગમતું ને?"

જયશ્રીની મજાકનો જવાબ કુમારે મજાકમાં આપ્યો.

"હું તો હસતી'તી. તું મંત્રી બન્યો તેની મને અદેખાઇ નહોતી. મંત્રી તરીકે તેં મને નોકરીમાંથી કાઢી મૂકી તેનું મને દુઃખ નહોતું."

જયશ્રી પસ્તાઈ.

"જયશ્રી—" કુમારે જયશ્રીને સભાનો અહેવાલ જણાવ્યો.

"ઠીક. પ્રબોધકુમાર આવશે ત્યારે." જયશ્રી વિચારમાં પડી.

"તને ગમ્યું ને?" કુમારે હસીને પૂછ્યું.

"હા."

"એમ!" કુમારે આશ્ચર્ય દાખવ્યું.

"કેમ ન ગમે? એ મારો ભોગ બનવા આવે છે."

જયશ્રીની આંખમાં ભૂતકાળનો વૈરાગ્નિ પ્રગટ્યો.

"જયશ્રી?"

"ઠીક કહું છું કુમાર. એ મેળાવડાનું પ્રમુખપદ કેવું શોભાવે છે તે મારે જોવું છે. પણ મંત્રીજી—અરે હાં ભૂલી ગઈ. કુમાર, પણ હવે તું શું કહીશ?"

"એ વિચારવાનું છે."

"શું વિચારવાનું છે કુમાર?" મંગલાએ આવી વાતચીતમાં દાખલ થતાં કુમારના શબ્દો સાંભળી પૂછ્યું.

કુમારે માતાને સભાની હકીકત જણાવી.

"એમ? પણ તારે કંઈ જ વિચારવાનું નથી. મંડળનું કામ તારે કરવું જ પડશે." મંગલાની એ આજ્ઞા હતી.

"પણ બા—"

"કંઈ જ ચાલવાનું નથી. મંડળના એ વિખવાદો ક્ષુલ્લક છે. ગભરાઈ જવાની જરૂર નથી. ફરજ બજાવ. તારો એ ધર્મ છે."

મંગલાએ કુમારને તેની ફરજનું ભાન કરાવ્યું.

"મંગલાબા, મંડળના જે વિખવાદો છે તે મારે લીધે છે. કુમારની સાથે આવી મ્હેં નથી કુમારનું હિત કર્યું, નથી આપનું કે મંડળનું. મંગલાબા, મને હવે ઘર છોડવાની રજા આપો. મારી પ્રમીલા તમને સોંપું છું—"

જયશ્રી અટકી. કુમારને ઉદ્દેશાને બોલી, "કુમાર, હવે મને રજા આપ. પુરૂષજાતિ પ્રત્યે વેર લેવા જતાં મ્હેં તારૂં ખુબ જ અકલ્યાણ કર્યું છે. ઝેરી સાપણને દુધ પાઈ પોષી એ જ હું-ઝેરી સાપણે તને પણ ડંખના છાંટા ઉડાડયા. કુમાર, હું રસ્તો જ ભૂલી હતી. ત્હેં મને રસ્તો સુઝાડયો. પણ તારે રસ્તે હું ન જઈ શકી. ત્હેં માન્યું હું બાલમંદિરની શિક્ષિકા તરીકે રહી બાકીનું જીવન હું પવિત્ર રીતે ગાળીશ. પણ તારી એ આશા હું પુરી ન કરી શકી."

કુમાર કે મંગલાએ જયશ્રીને આનો કંઈ જ જવાબ ન આપ્યો.

જયશ્રીએ હવે પોતાની જાતે જ કુમારની પરવાનગી મળે કે ન મળે તોયે કુમારથી દુર ચાલ્યા જવાનો નિર્ણય કરી લીધો.

## પ્રકરણ ૧૧ મું.

### ઉત્સવ !

નવલરામે મંત્રીપદ હાથમાં લીધા પછી અને પ્રમુખની કેટલીક સત્તાઓ મેળવી લીધા પછી નવલરામે કુમારને શાળાની નોકરીમાંથી તેની પ્રવૃત્તિઓ મંડળની પ્રગતિને અવરોધનારી જણાવી છૂટો કર્યો.

નવલરામના આ કૃત્યે ગામમાં ખળભળાટ મચાવી મૂક્યો. ગામમાં બે પક્ષો પડી ગયા. એક પક્ષે નવલરામના આ કૃત્યને વખોડી કાઢયું. બીજા પક્ષે ટેકો આપ્યો.

જેરામદાસની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઈ હતી. જે વખતે ગામમાં એકસંપી હતી, જે વખતે ગામમાં સહકારનું વાતાવરણ હતું એ સંજોગોમાં જેરામદાસે સાર્વજનિક હિત માટે પોતાના જ ખર્ચે કુમારના પિતાની તનમનની સહાયથી જે મિત્રમંડળની સ્થાપના કરી હતી અને તેને લોક હિત માટે બંધારણીય બનાવ્યું હતું એ જ મંડળની પડતીનાં ચિહ્ન તેમની વૃદ્ધ આંખોથી જોઈ શકાયાં નહિ.

પોતાની ગેરહાજરીમાં નવલરામે પોતાના પ્રમુખપદે સભા ભરી બહુમતી બનાવી કુમારને નોકરીમાંથી જે રીતે બરતરફ કર્યો એ જેરામદાસથી સહન થયું નહિ.

જેરામદાસ જે છેલ્લાં કેટલાંક વર્ષોથી ગામમાં કોઇને ત્યાં બેઠક ઉઠક માટે જતા નહિ એ જેરામદાસ કુમારને થએલા અન્યાયની ખાતર એ અન્યાય દૂર કરાવવા નવલરામને ઘેર જાતે ગયા.

નવલરામને જેરામદાસનું આગમન ચમકાવનારૂં અને અજાયબી-ભર્યું પણ લાગ્યું.

" નવલરામ. " જેરામદાસે હાથમાંનો દંડો ઠોકતાં કહ્યું.

" જેરામકાકા, આપે નકામી તસ્દી લીધી. મને બોલાવ્યો હોત તો હું જ આપને ત્યાં આવી જાત. " નવલરામે સંકોચાતાં કહ્યું.

" ઠીક છે. કુમારને નોકરીમાંથી છૂટો કરવો હતો તો મને જણાવ્યું કેમ નહિ ? " જેરામદાસે ઉધડો લેવા માંડયો.

" સભા તો અમે ઉત્સવ અંગે કાર્યક્રમ ઘડવા અને કામની વ્હેંચણી કરવા રાખી હતી. " નવલરામે બચાવ કર્યો

" તો તેમાં કુમારનો ઠરાવ કેવી રીતે કર્યો ? " જેરામદાસે સ્હેજ ગરમ થઇને પૂછ્યું.

" વાત એમ બની કે કુમારે એકે કાર્યક્રમમાં ભાગ લેવા ના પાડી. " નવલરામ બચાવ કરતા હતા.

" તો એને પડતો મૂકવો હતો. "

" પડતો જ મૂકત પણ કેટલાક સભ્યોનો એવો મત થયો કે કુમાર મંડળમાં અને શાળામાં રહી હંમેશાં વાંધા નાખશે એટલે એક સભ્યે કુમારને નોકરીમાંથી છૂટો કરવા દરખાસ્ત કરતાં સભાએ તે મંજુર રાખી. " નવલરામ પોતાની જાતે બંધાવા માગતા ન હતા. તેમણે દોષનો ટોપલો સભાપર નાખ્યો.

" સભાનો એ ઠરાવ હું નામંજુર કરૂં છું. એ હુકમ રદ કરો. " જેરામદાસે ફરમાન કર્યું.

પણ નવલરામ તેથી ગભરાયા નહિ. "જેરામકાકા, મંડળના બંધારણ પ્રમાણે આપના હુકમથી ઠરાવ રદ થઈ શકે એમ નથી. એટલે હું દીલગીર છું."

નવલરામે જેરામદાસે તૈયાર કરાવેલ બંધારણના નિયમની તેમને યાદ આપી.

"મંત્રીજી, એ ઠરાવ રદ કરવા હું ફરીથી કહું છું." જેરામદાસે આગ્રહપૂર્વક વિનંતી કરી.

"જેરામકાકા, મને માફ કરો." નવલરામે પોતાની અશક્તિ પ્રદર્શીત કરી.

"હું આજીજી કરૂં છું મંત્રીજી." જેરામદાસ બે હાથ જોડી નવલરામને પગે લાગ્યા.

"મારા હાથની વાત નથી." નવલરામ નિર્ણય ફેરવવા કે ફેરવાવા તૈયાર નહતા.

"હું પાઘડી ઉતારીને કહું છું કે એ ઠરાવ ફાડી નાખો."

"*I am Sorry I cannot do anything in the matter. Please go away* (હું દીલગીર છું. એ બાબતમાં મારાથી કાંઈ થઈ શકે તેમ નથી. મહેરબાની કરીને ચાલ્યા જાવ.)

નવલરામે તેમની જીંદગીમાં અંગ્રેજી જ્ઞાનનો આ પ્રથમવાર ઉપયોગ કરી જેરામદાસને પોતાની સત્તાનું–પોતાના જ્ઞાનનું ભાન કરાવ્યું.

નવલરામને અંગ્રેજીમાં જવાબ આપતાં જોઈ જેરામદાસ સમજી ગયા કે કુમારનો ઠરાવ એ ઈરાદાપૂર્વકનું કાવત્રું છે?

જેરામદાસે અપમાનીત હૈયે નવલરામનું ઘર છોડયું.

નવલરામે જેરામદાસનું જે અપમાન કર્યું તે વાત કુમાર મારફત જયશ્રીએ જાણી. જયશ્રીના હૈયામાં વરાગ્નિ પ્રબળ થયો. તે હસી, "ચાલો એ પણ ઠીક થયું. આ ઉત્સવમાં એ ભોગ મળશે."

કુમારની બરતરફી. જેરામદાસનં અપમાન એ બે પ્રસંગોએ

ઉત્સવના કાર્યમાં વિક્ષેપ નાખ્યો. ગામના કેટલાક ડાહ્યા પુરૂષોએ આ ઉત્સવ બંધ રાખવા મંડળના સભ્યોને સલાહ આપી. પણ નવલરામ અને તેના પક્ષના માણસોને એની દરકાર નહોતી. ગમે તે થાય ઉત્સવ ઉજવાવો જ જોઇએ એ નિર્ણયથી નવલરામે ઉત્સવ માટેની તૈયારીઓ પુર ઝડપથી વધારી દીધી.

પ્રમીલા ખૂબ સુંદર ગાતી. પણ પ્રમીલાએ આ ઉત્સવમાં ભાગ લેવાની ના પાડતાં પ્રમીલાની બ્હેનપણીઓએ પણ તેમાં ભાગ લેવાની ના પાડી. એટલે નવલરામને સ્વાગત ગીત માટે યોગ્ય બાળાઓ મળી શકી નહિ.

સંવાદોના કાર્યક્રમમાં પણ નવલરામની મુશ્કેલી નરેન્દ્રના બહિષ્કારે વધારી દીધી.

મંડળના વિખવાદની અસર વિદ્યાર્થીઓમાં પણ થઈ. વિદ્યાર્થીઓમાં પણ બે ભાગલા પડી ગયા. કેટલાકે ભાગ લેવાનું નકકી કર્યું, કેટલાકે એ ઉત્સવમાં ભાગ લેવાની ધસીને ના પાડી. પણ નવલરામે એની જરાયે પરવા કરી નહિ. અને જે બાળકો અને બાળિકાઓ મળી શકી તેમનાથી નભાવી લઈ પોતાનું ગાડુ આગળ ધપાવ્યું અને ઉત્સવને યોગ્ય પૂર્ણ તૈયારીઓ કરી.

વિખવાદ અને પક્ષાપક્ષીના વાતાવરણમાં ઉત્સવ ઉજવાયો.

આજે મિત્રમંડળની સંસ્થાઓનો સંયુક્ત ઉત્સવ હતો. હાઇસ્કૂલના ચોગાનમાં એક મોટો મંડપ ઉભો કરી આશોપાલવ અને ધ્વજાપતાકાથી તેને શણગાર્યો. ઉત્સવનો કાર્યક્રમ રાતના ૮ થી ૧૧ નો રાખવામાં આવ્યો હતો.

સમય થતાં ગામનાં સ્ત્રીપુરૂષો અને બાળકોથી મંડપ ઉભરાવા માંડ્યો. પણ મંડપ જે પ્રમાણમાં મોટો બાંધવામાં આવ્યો હતો એ પ્રમાણમાં હાજરી ઘણી નજીવી હતી. જેરામદાસ અને કુમાર આવ્યા નહિ. નવલરામ જાતે જઈ તેમને ઉત્સવમાં ભાગ લેવા વિનંતી કરી આવ્યો હતો. પણ તે સ્વીકારાઇ નહોતી. નવલરામે

તેની દરકાર ન કરી. નવલરામને મંડળના હિતનો દાવો કરાતા જેરામદાસ અને કુમાર મંડળના દુશ્મન લાગ્યા.

સમારંભનું પ્રમુખસ્થાન લેવા પ્રબોધ બરાબર ૮ વાગે પોતાની મોટરમાં શહેરમાંથી આવી પહોંચ્યો. મંત્રી નવલરામે તેમનું સ્વાગત કર્યું.

પ્રમુખ પ્રબોધકુમાર મંડપમાં દાખલ થતાં સભાજનોએ ઉભા થઇ તેમને માન આપ્યું.

પ્રમુખે બેઠક લીધી. સભા તરફ દૃષ્ટિ કરી કુમાર અને જયશ્રીને ખોળવા માંડયા.

નવલરામે કાર્યક્રમ શરૂ કરવા સ્વાગત ગીત માટે બાળાઓની તપાસ કરી તો તે હજુ આવી નહોતી. નવલરામ અકળાયા. તેમણે સ્વયંસેવક દોડાવ્યો.

નવલરામ પ્રબોધ પાસે આવ્યો અને કહ્યું, "પ્રમુખ મહાશય, જરા મોડું થશે તો વાંધો નથી ને ?"

"ના, ના." પ્રબોધે પ્રમુખવટથી હસીને કહ્યું.

સ્વયંસેવક પાછો આવ્યો અને નવલરામને બોલાવી કહ્યું, "એ બાળાઓ આવવાની ના પાડે છે."

નવલરામ ઉભા ને ઉભા સળગી ગયા. શું જેરામદાસનું આટલું લુંબધું ગુમાન ? શું કુમારની આટલી બધી નિર્લજતા ! ભલે પરવાહ નહિ. એમને પણ બતાવી આપું છું.

"અરે નવલરામ. કુમાર, જયશ્રી અને જેરામકાકા કેમ જણાતા નથી ?" પ્રમુખે મંત્રીને પૂછયું.

"આવતા હશે હવે આપણે સભાનું કામ શરૂ કરીએ." નવલરામે જવાબ આપી એક છોકરાની પાસે પ્રાર્થના ગવડાવી સભાનું કામ શરૂ કરાવ્યું.

જયશ્રી ચુપકીદીથી આવી. કોઈની નજર ન પડે એ રીતે આવી મંડપના એક ખુણામાં લપાઇને બેઠી.

પ્રાર્થના બાદ વ્યાયામના પ્રયોગો અને સંવાદો થયા.

એ દરમીઆન પ્રબોધે નવલરામ પાસે કુમાર અને જયશ્રી સંબંધમાં પૂછપરછ કરી લીધી.

સંવાદો પુરા થતાં મંત્રીજી નવલરામે નિવેદન વાંચી પ્રમુખનો આભાર માનતાં જણાવ્યું કે, "એ દીલગીરીની વાત છે કે પગે પડી વિનંતીઓ કરવા છતાં મંડળના સ્થાપક હોવાનું અભિમાન ધરાવતા જેરામદાસ અને તેમના ચેલા કુમાર આજે મંડળના જ ઉત્સવમાં અંતરાયો નાખવાનું મહાપાપ કરી રહ્યા છે તે તો એમના જેવા કહેવાતા મંડળના હિતેચ્છુઓથી જ થઈ શકે.

"આ પ્રસંગે જયારે સૌ ગામલોક એકઠા થયા છે ત્યારે એક ચેતવણી આપી દઉં છું કે જ્યાં સુધી પેલી જીવતી ડાકણ જયશ્રી આ ગામમાં છે ત્યાં સુધી ગામનું ભલું થવાનું નથી અને મંડળનું પણ હિત થવાનું નથી. કુમારે જયશ્રીને કેમ ઘરમાં રાખી મૂકી છે એ હું જાણતો નથી. પણ કુમારના હિત ખાતર આ સ્થળેથી કહું છું કે કુમાર જયશ્રીનો મોહ છોડશે ત્યારે જ સુખી થશે. ભાઈઓ અને બ્હેનો, જયશ્રીને ગામમાંથી દૂર નહિ કરો તો આખું ગામ ખરાબ થશે. મંડળને તો એણે ખરાબ કર્યું છે. આજના ઉત્સવમાં જે કમીપણું લાગે છે તેનાં કારણો મ્હેં આપનો આગળ રજૂ કર્યાં છે."

સભાજનોમાં નવલરામના ભાષણે ખળભળાટ મચાવ્યો અને ઘોંઘાટ શરૂ થયો.

નવલરામે પોતાનું પ્રવચન પુરૂ કરતાં પ્રમુખસ્થાનેથી બોલતાં પ્રબોધકુમારે કાર્યક્રમની પ્રશંસા કરી મંડળનો આભાર માની જણાવ્યું કે, "ભાઈઓ ઘોંઘાટ ન કરશો. મંત્રીજીએ જે નિવેદન અને ચોંકાવનારી હકીકતો રજુ કરી છે એનાથી ચોંકી ન ઉઠતાં આપ સૌને તેના પર શાંતિથી વિચાર કરવા હું જણાવું છું. કુમાર અને જયશ્રી સંબંધમાં મંત્રીજીએ જે ઉલ્લેખ કર્યો એ સંબંધમાં

હું મારા પોતાના અનુભવ પરથી બે શબ્દો આપને કહું તે ઉશ્કેરાયા શિવાય ધ્યાનપૂર્વક સાંભળશો એવી આશા રાખું છું.

"કુમાર શહેરમાં ભણતો ત્યારથી હું એને ઓળખું છું. કુમાર જે ઘરમાં રહેતો એના નીચે મજલે જયશ્રી રહેતી. એ બન્ને વચ્ચે સ્નેહ થયો. કુમારની જાહેર રીતે તેની સાથે લગ્ન કરવાની હિંમત ન ચાલી. કુમાર તેને ભોળવીને અહીં લાવ્યો અને ઘરમાં ઘાલી. ત્યારપછીની વાત તો તમે સૌ ગામલોક જાણતા હશો.

"જયશ્રીએ શહેરમાં કેટલાય યુવાનોને પાયમાલ કર્યા છે અને જયશ્રી હવે જો તમારા ગામમાં વધુ વખત રહેશે તો ગામનું ચારિત્ર્ય બગાડશે અને આ મંડળનો હેતુ-ચારિત્ર્ય ઘડતરનો હેતુ-જયશ્રી જેવી, સ્પષ્ટ શબ્દોમાં કહું-મને માફ કરશો-પણ તમારા ગામના હિત ખાતર જ કહું કે તે એક વેશ્યા જેવીની હાજરીથી માર્યો જશે–"

અને જ્યાં પ્રબોધ આગળ બોલતા જાય છે ત્યાં તો સડસડાટ કરતો એક પથ્થર આવી પ્રબોધના માથમાં વાગ્યો. તે આગળ બોલી શકયો નહિ. સભામાં ખળભળાટ મચ્યો. બધાય મંડપમાં ઉભા થઈ ગયા. પત્થર કયાંથી આવ્યો એની તપાસ ચાલી. પણ કોઇને તેની ખબર પડી નહિ. ઘોંઘાટ વધી પડયો. હવે સભાનું કામ આગળ ચાલી શકશે નહિ એમ ધારી મંત્રીજીએ ઉત્સવનું કામ પુરૂ થએલું જાહેર કર્યું અને સૌ અનેક તર્કવિતર્ક કરતા વીખરાયા.

નવલરામે તાત્કાલીક ડોકટરને ગામમાંથી બોલાવ્યો. ડોક્ટરે ઘા સાફ કરી પાટો બાંધ્યો.

પ્રબોધ તે બાદ તરત જ મોટરમાં શહેરમાં પાછા ફર્યો પ્રબોધને એવી ખાત્રી થઈ કે આ પત્થર મારનાર જયશ્રી જ હોવી જોઈએ. મોટરમાં બેસતાં તેણે દાંત કચકચાવ્યા, "યાદ રાખજે જયશ્રી." ને મંડપમાંથી છૂટેલું ખીજવાયનું એક ટોળું કુમારના ઘર તરફ ધસ્યું. ટોળાએ કુમારના ઘરને ઘેરો ઘાલ્યો.

"જયશ્રીને ઘરમાંથી બહાર કાઢો." ટોળામાંથી સામટો અવાજ આવ્યો.

કુમાર અવાજ સાંભળી ઘરની બહાર આવ્યો. મધરાતે પોતાના ઘર આગળ ટોળું ભેગું થએલું જોઈ કુમારને કંઈ સમજાયું નહિ. કુમારને જોઈ ટોળામાંથી એક જણ બોલી ઉઠયો, "એ અલ્યા કુમાર, કાઢ પેલી તારી જયશ્રીને ગામની બહાર."

"એક વેશ્યાને ઘરમાં ઘાલી રહેતાં શરમ નથી આવતી ?" બીજાએ ટાણો માર્યો.

"ભાઇઓ," કુમાર ટોળાને સમજાવવા જતો હતો પણ—

"નથી સાંભળવું અમારે. એક વખત તું જયશ્રીને અમને સોંપી દે. અમે એનો નિકાલ કરી નાખીશું." ટોળામાંથી સામટો અવાજ આવ્યો.

"જયશ્રી, મારા ઘરમાં રહેશે." કુમાર એટલું કહી ઘરમાં ગયો.

"બાયલો ' ઘરમાં ભરાઈ ગયો." ટોળામાંથી એકે મશ્કરી કરી.

કુમાર ખીજવાઇને બહાર આવ્યો.

"તમારે થાય તે કરો. ચાહે તો આ ઘર જલાવી દો. જયશ્રી મારા ઘરમાં રહેશે." કુમારે મક્કમતાથી કહ્યું.

"શું કહ્યું ?" એમ કહેતાંની સાથે એક ગ્રામજને કુમારના માથામાં લાકડીનો ફટકો માર્યો.

કુમાર બેભાન થઈ નીચે પડયો. તેનાથી ચીસ પડાઈ ગઈ.

ટોળું બહાદુરીથી ગુન્હામાં સપડાવાની બીકે વીખરાયું. મંગલા અને જયશ્રી આ તમાસો જોઈ રહ્યાં હતાં.

કુમારના માથામાં ફટકો પડયો કે જયશ્રીએ દોડી જઈ કુમારનું માથું પોતાના ખોળામાં લીધું.

નરેન્દ્ર ડૉકટરને બોલાવી લાવ્યો.

ડૉકટરને પણ થયું કે હવે મારફાડનો ઉત્સવ ઉજવાય છે કે શું?

ડૉકટરે આવી કુમારનો ઘા તપાસી તેની સારવાર કરી.

રાત પસાર થઈ રહી હતી. મધરાત પસાર થતી હતી.

કુમારને દુઃખને લીધે ઉંઘ આવતી નહતી. મંગલા દીવે ગીતા પાઠ વાંચતી બેઠી હતી. નરેન્દ્ર અને પ્રમીલા પણ પાસુ ફેરવ્યા કરતાં હતાં. જયશ્રીની તો ઉંઘ હવે સંપૂર્ણ ઉડી ગઈ હતી.

મંગલાની રજા લઈ જયશ્રી કુમારના સુવાના ખંડમાં ગઈ.

કુમાર અને જયશ્રીની આંખ મળી.

" કુમાર."

" જયશ્રી."

જયશ્રીનું હૈયું ભરાઈ આવ્યું. આંખમાં અશ્રુ પ્રવાહ શરૂ થયો. કુમારની આવી દશા જોઈ તેનું હૈયું ફાટી ગયું તે રડી પડી.

"ભાઈ" જયશ્રીનો અવાજ રૂંધાતો હતો.

" બ્હેન જયશ્રી. તું ગભરાઇશ નહિ. પુરુષોના પાપોનું પ્રાયશ્ચિતજ હું કરી રહ્યો છું. તારે માટે હું કંઇ જ કરતો નથી."

કુમારની નિખાલસતાએ જયશ્રીને ચકિત કરી.

" હું સમજું છું કુમાર. પ્રબોધે સભામાં તારા અને મારા સંબંધમાં ગલીચ આક્ષેપો કર્યાં. મને શું કહ્યું તે જાણે છે? વેશ્યા જયશ્રી એક વેશ્યા—જરૂર. નરરાક્ષસોનું વેર લેનાર જયશ્રી વેશ્યા. કુમાર, મ્હેં શું કર્યું તે તું જાણે છે? પ્રબોધને એક પત્થર લગાવી દીધો. તાકયું તો આંખ ફોડવા પણ વાગી ગયો માથાને—"

"જયશ્રી—" કુમાર પથારીમાંથી ઉભો થઇ ગયો.

"હાં કુમાર, પણ બિચારાને ઘા જરા સખ્ત લાગ્યો હતો."

કુમારને ખાત્રી થઈ કે જયશ્રીના દીલમાં પુરુષજાતિ પ્રત્યેનો વૈરાગ્નિ પ્રથમના જેટલો જ પ્રબળ છે.

" તું જા અત્યારે" કુમારનું મગજ અત્યારે ભમતું હતું.

"જાઉં છું ભાઈ."

જયશ્રી ગઇ. ખંડની બહાર જઇ એ ઉભી રહી. કુમારને ધારી

ધારીને જોઇ રહી. જીંદગીમાં છેલ્લી વખત જ કુમારનું મ્હોં જોતી હોય એમ એને લાગ્યું.

" કુમાર, સુખી થજે. તું મનુષ્ય નહિ દેવ છે." જયશ્રીએ હાથ લાંબા કરી એક દેવીનું હૃદય ધારણ કરી કુમારને અંતરના આશીર્વાદ આપ્યા.

જયશ્રી પોતાના ખંડમાં પાછી ફરી. મંગલા, પ્રમીલા અને નરેન્દ્ર નિંદ્રાવશ હતાં. તેમના તરફ જયશ્રીએ છેલ્લી નજર ફેંકી.

" આમને છોડી જાઉં ! છોડવાં જ જોઇએ. એમના જ હિત ખાતર મારે એ મા જેવી મંગલાને, ભાઇ જેવા કુમારને, સગી પુત્રી પ્રમીલાને અને–અને હાં મારી પ્રમીલાના નરેન્દ્રને છોડવાં જ જોઇએ." એમ વિચાર કરી જયશ્રીએ એક ચિઠ્ઠી લખી પોતાની પથારી નીચે મૂકી દીધી.

છેલ્લી નજર ફેંકી. મક્કમ પગલે ધીમેથી બારણું ઉઘાડી એ ઘરની બ્હાર નીકળી ઘરની અને ગામની વિદાય લીધી.

## પ્રકરણ ૧૨ મું.

---

### ખુન

---

**વ્હેલી** સવારે નવલરામના ઘરમાંથી ચીસો સંભળાવા માંડી. " ઓ બાપરે મરી ગયો ! બચાવો બચાવો ! " બૂમો સાંભળી પાડોશીઓ જાગી ઉઠયા.

ઘરનું બારણું ઉઘાડું હતું એટલે પાડોશીઓ અંદર દાખલ થયા. પણ નવલરામને લોહીલોહાણ હાલતમાં જોઈ કોઇએ ઘરમાં દાખલ થવાની હિંમત કરી નહિ. રખેને ગુન્હો કોઇ પોતાના માથે ઓઢાડે. નવલરામ ચીસો પાડયે જતા હતા.

" હું મરી જાઉં છું ને તમે ટગરટગર જોયા કરો છો ? અરે અંબાલાલભાઇ આવો આવો ! " નવલરામથી વેદના સહી જતી નહોતી.

અંબાલાલભાઇએ મગનભાઈ સામું જોયું .અને મગનભાઇએ અમથાભાઈ સામું જોયું. પણ કોઈની નવલરામ પાસે જવાની હિંમત ન ચાલી.

એક પડોશી પોલીસ પટેલને બોલાવી લાવ્યો અને પોલીસ પટેલે થાણાના ફોજદારને ખબર આપી. બીજો ડોકટરને બોલાવી લાવ્યો.

ડૉકટર મનમાં બબડયો, "ચાલો, હવે તો મારફાડનો ઉત્સવ પુરો થઇ ગયો હશે."

ડૉકટર અને પોલીસ પટેલ આવ્યા. ડૉકટરે ઘા તપાસી પાટા-પીંડી કરી અને પોલીસ પટેલને કાનમાં કહ્યું, ."બહુ જીવે એમ આશા નથી."

નવલરામપર હુમલો થયાના સમાચાર વહેલી સવારે ગામમાં પ્રસરી ગયા. ગામલોકનાં ટાળેટાળાં નવલરામના ઘર આગળ ઉભરાયાં. નવલરામ પર કોણે હુમલો કર્યો તે વિશે પોતપોતાની બુદ્ધિ અને જાણ પ્રમાણે ગુસપુસ વાતો ટાળામાં થવા લાગી.

ટાળામાંથી એકે શંકા દર્શાવી કે આ કૃત્ય જેરામદાસેજ કોઇકની પાસે કરાવ્યું હશે. અને જેરામદાસની પ્રતિષ્ઠાથી બળી રહેલા તેમના વેરીઓએ આ શંકાને પુષ્ટિ આપી.

ફોજદાર આવ્યા અને તેમણે નવલરામનુ સ્ટેટમેન્ટ લીધું. નવલ-રામે જણાવ્યું કે, "હુમલો કરનારને હું ઓળખી શકયો નથી. પણ હુમલો થયો કે તરતજ એક વ્યક્તિ ઝડપથી અલોપ થતી મ્હેં જોઈ. મને આ કૃત્ય જેરામદાસે કોઇની પાસે કરાવ્યું હોય એવી શંકા આવે છે. ગામની બીજી કોઇ વ્યક્તિએ આ કૃત્ય કર્યું હોય એવું મને લાગતું નથી. જેરામદાસ જ મારા લોહીનો તરસ્યો બન્યો હતો. જેરામદાસ–" નવલરામની જીભ અટકી ગઈ.

"આહ." કહેતાં નવલરામની આંખ કાયમને માટે મીંચાઇ ગઈ.

ફોજદારે વધુ તપાસમાં આડોશીપાડોશીઓ અને ગામના સંભા-વીત ગૃહસ્થોની જુબાનીઓ લીધી પણ આ મામલામાં કોઇ વધુ પ્રકાશ ફેંકી શકયો નહિ. ફેંકવાની ઈચ્છા છતાં કોર્ટનાં બારણાં દેખવાની બીકે પણ કેટલાક મુંગા રહ્યા.

કુમારે પણ આ સમાચાર સાંભળ્યા. તેને આઘાત લાગ્યો.

મંગલાને જગાડવા ગયો ત્યાં જયશ્રી ન જણાઇ. ઘરનો ખુણે ખુણો તે ખુંદી વળ્યો. પણ જયશ્રીનો પત્તો ન લાગ્યો. નવલરામ પરનો

હુમલો એ જયશ્રીનું કૃત્ય હોવું જોઇએ એવી કુમારને શંકા આવી, પણ ચોક્કસ તપાસ કર્યા સિવાય જયશ્રી પર શંકાશીલ બનવાનું તેને ઠીક ન લાગ્યું. પણ જયશ્રી ગુમ થઈ છે એ સમાચાર જો પ્રસરી જશે તો નવલરામ પરના હુમલાનો સંબંધ જયશ્રી સાથે જોડાતાં વાર નહિ લાગે, એમ એને ચોક્કસ લાગ્યું.

કુમારે મંગલાને જગાડી અને પરિસ્થિતિથી વાકેફ કરી કહ્યું, "બા, જયશ્રી ગુમ થઇ છે, એ વાત હમણાં દાટી દેજે. હું ગામમાં જઈ આવું, અને હાં, નરેન્દ્ર અને પ્રમીલાને પણ સમજાવજે."

ફોજદારે ડાયરો જમાવ્યો. જેરામદાસને બોલાવ્યા.

"જેરામદાસ, આપ કોઇ કાવત્રામાં સામેલ થાવ એમ હું માનતો નથી. પણ નવલરામે મરતી વખતે પોતાનું ખુન આપે કરાવ્યું હોય એવી શંકા સ્ટેટમેન્ટમાં દર્શાવી છે. હું આપને પૂછવા માગું છું કે આપ આ સંબંધમાં કંઈ કહેવા માગો છો?" ફોજદારે જેરામદાસને ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે માન રાખી પૂછ્યું.

"ના. આ બાબતમાં હું કંઇજ જાણતો નથી, એટલે મારે કહેવાનું કંઈજ રહેતું નથી." જેરામદાસે જવાબ આપ્યો.

ફોજદારની મુંઝવણ વધી. ફોજદારે પૂછ્યું, "આપનો અને નવલરામનો સંબંધ તો સારો હતો ને?"

"હા."

"આપને અને એમને કોઇ દિવસ તકરાર થએલી હતી?"

"ના."

ફોજદાર જેરામદાસને સારી રીતે ઓળખતા હતા કે ગામમાં એમના જેવો ઉદાર અને સખી દીલનો બીજો ગૃહસ્થ ન હતો. ભુંડું કરનારનુ પણ ભલું કરવાની એમની વૃત્તિની પ્રતીતિ ફોજદારને ગામમાં નોકરી કરતાં થઇ ચૂકી હતી. જેરામદાસે આ કૃત્ય કરાવ્યું હોય એમ અંગત રીતે ફોજદાર માનવા તૈયાર નહોતો. પણ નવલરામના સ્ટેટમેન્ટે એમને ગુંચવણમાં નાખી દીધા હતા.

ફોજદારે કહ્યું, "તમે જાવ. હું તપાસ કરું છું."

"સાહેબ, એમને અટકમાં લો નહિ તો—" એક જેરામદાસનો વેરી બોલી ઉઠયો.

"ગભરાશો નહિ. એની જવાબદારી હું લઉં છું. જેરામદાસ, તમે જાઓ." ફોજદારે જેરામદાસને જવાની રજા આપી.

જેરામદાસ ઘેર આવ્યા. તે ખૂબ અસ્વસ્થ બન્યા. જીંદગીના છેલ્લા દિવસોમાં જેરામદાસને નવલરામનો આક્ષેપ કલંકરૂપ લાગ્યો. જેરામદાસને લાગ્યું કે જો આ કલંકથી પણ ગામનું પાપ ધોવાતું હોય તો પોતે જ નવલરામના ખૂની તરીકે જાહેર થઇ જવું. દુનિયા જાણશે કે જેરામદાસ ખૂની હતો. મારો પ્રભુ જાણશે કે સત્ય શું છે? મૃત્યુને આરે આમેય આવી પહોંચ્યો છું. તો તેની નજીક વહેલો પહોંચું. મિત્ર નંદદાસને મળું અને કહું કે મારા પાપનો–મંગલા પરના બળાત્કારના પાપનો દુન્યવી બદલો મને મળી ગયો છે.

જેરામદાસે મંથનને અંતે પોતે જ ખૂની હોવાનું જાહેર કરવા નિર્ણય કર્યો અને તે નિર્ણય જાહેર કરવા તે થાણામાં ઉપડયો.

જયશ્રીના ગૃહત્યાગ પછી કુમારની વધેલી અસ્વસ્થતા નવલરામના જેરામદાસ પરના આક્ષેપે વધારી દીધી. કુમારને લાગ્યું કે નવલરામનું ખૂન જેરામદાસે કરાવ્યું નથી પણ જયશ્રીએ જ ખૂન કર્યું છે.

કુમારે ફોજદારની પાસે જઇ આવો એકરાર કરવાનો નિર્ણય કર્યો પણ પુરાવાના અભાવે તે ગુંચવાતો હતો.

કુમારના મગજમાં વિચાર પરંપરા ચાલી. કોઇ રસ્તો સુઝતો નહોતો. એને યાદ આવ્યું. જયશ્રી કંઇ ચિઠ્ઠી બીઠ્ઠી મૂકી ગઇ છે. તે શયનગૃહમાં ગયો અને બધાની પથારીઓ ફેંદી નાખી. ચિઠ્ઠી મળી. જયશ્રીની ચિઠ્ઠી વાંચી કુમારના પગમાં જોર આવ્યું.

તે ચિઠ્ઠી લઇ થાણામાં ગયો.

આની તપાસ શી રીતે હાથ ધરવી ? જેરામદાસના આગમને તેમને વિચાર તંદ્રામાંથી જાગૃત કર્યા.

"ફોજદાર સાહેબ, નવલરામનો ખૂની હું છું. મને પકડો." જેરામદાસે પોતાને ગુન્હેગાર જાહેર કર્યા.

ફોજદાર તો તેમના સામું જ જોઇ રહ્યા. ફોજદારને નવલરામના સ્ટેટમેન્ટમાં વિશ્વાસ નહોતો.

"હું માનતો નથી. હું તમને મારી જવાબદારીપર છૂટા રાખું છું." ફોજદારે કહ્યું.

"હું નાશી જઇશ ને તમને મારી શોધખોળ કરવી પડશે." જેરામદાસે ગંભીર બનીને કહ્યું.

"ભલે."

"તમારે મને પકડવોજ જોઇશે." જેરામદાસે મક્કમતા દર્શાવી.

ફોજદારે નાઇલાજે કમને જેરામદાસને કોટડીમાં પુરાવ્યા. સિપાઇને સુચના કરી કે તેમનું પુરેપુરૂં માન જાળવજો.

કુમાર થાણામાં આવ્યો, ત્યારે જેરામદાસ કોટડીમાં બેઠા હતા. કુમારને આ દશ્યે ચમકાવ્યો. પણ બાજી હાથમાં હતી એટલે લાગ્યું કે કંઇ વાંધો નહિ.

"જેરામદાસ ગુન્હેગાર નથી." કુમારે થાણામાં પગ મુકતાંજ ફોજદારને જણાવ્યું.

"હુ પણ એમ માનું છું." ફોજદારે કુમારની માન્યતાને ટેકો આપ્યો.

"તો એમને કેમ અટકમાં લીધા ?" કુમારે પૂછ્યું.

"જેરામદાસ જ ખુની તરીકે મારી આગળ જાહેર થઇ ગયા એટલે એમને અટકમાં લેવા પડ્યા." ફોજદારે ખુલાસો કર્યો.

"પણ ગુન્હેગાર બીજી વ્યક્તિ છે." કુમારે કહ્યું.

"એનું નામ આપશો ?" ફોજદારના મુખપરની ચિંતાઓ ઓછી થઇ. તેમની નામ જાણવાની આતુરતા વધી.

" જયશ્રી." કુમારે જણાવ્યું.

" એનો કંઈ પુરાવો છે તમારી પાસે ? " ફોજદારે ખાત્રી કરવા પ્રશ્ન કર્યો.

" આ રહ્યો. " કુમારે જયશ્રીનો પત્ર ફોજદારને સુપ્રત કર્યો.

ફોજદારે એ પત્ર વાંચ્યો.

" ભાઇ કુમાર,

તમને બધાંને છોડતાં મને લાગી આવે છે. પણ તારા હિત ખાતર હું ચાલી જાઉં છું. મારી શોધ નકામી છે. હું દુર દુર ચાલી જાઉં છું. પણ જતાં પહેલાં વેરનો બદલો લેતી જાઉં છું.

સવારે તને ખબર પડશે કે નવલરામનું ખુન થયું છે. એ ખુન હું જ કરનાર છું.

ભાઇ કુમાર, વધુ લખતી નથી. પણ તને મારા આશીર્વાદ છે કે તું સુખી થા. મંગલાબાને તો કેમ વિસરાય ? મારા જેવી પતિતાને સ્થાન આપનાર મંગલા એતો દેવી છે. એમને મારા વંદન.

પ્રમીલાનો વિવાહ નરેન્દ્ર સાથે કરીશ ને ? મારી જીવનની એ એક જ અભિલાષા પુરી કરીશ ને ભાઇ ?

તારા પગ ચુમવાને પણ નાલાયક,

જયશ્રી. "

ફોજદારે પત્ર વાંચી તુરતજ જેરામદાસને છૂટા કર્યા. અને જયશ્રીનો પત્ર વંચાવ્યો.

કુમાર, જેરામદાસ અને ફોજદાર એ ત્રણે એકબીજાની સામું જોઇ રહ્યા.

જેરામદાસથી બોલી જવાયું, " જયશ્રી. "

થાણામાંથી પાછા ફરતાં જેરામદાસે કુમારને પૂછ્યું, " કુમાર, જયશ્રીને તું લઇ આવ્યો તે સંબંધે મ્હેં તને કંઇ પૂછ્યું ન હતું. કારણ મને મંગલા પર વિશ્વાસ છે અને મંગલા તરફથી ફરિયાદનું કારણ મને ન મળે ત્યાં સુધી એ સંબંધમાં પૂછવાનું મ્હેં માંડી

વાળ્યું હતું. પણ હવે આટલું બધું થયા પછી હું તને પૂછ્યા શિવાય રહી શકતો નથી કે જયશ્રી કોણ છે?"

કુમારે જયશ્રીનો ઇતિહાસ કહ્યો.

"કુમાર, તું નંદલાલનું નામ ઉજાળીશ."

જયશ્રીનો ઇતિહાસ સાંભળી જેરામદાસના મુખમાંથી પ્રશંસાના ઉદ્દગાર નીકળ્યા.

"જેરામકાકા, હવે તમને સમજાશે કે જયશ્રી પ્રત્યે મને પુરી લાગણી છતાં મ્હેંજ એને નોકરીમાંથી બરતરફ કેમ કરી? જયશ્રીના ઉદ્ધારનો પ્રશ્ન મારો અંગત પ્રશ્ન હતો અને જ્યારે મને ખરેખર લાગ્યું કે જયશ્રી સંસ્થામાં રહે એ હિતાવહ નથી ત્યારે મંડળના અને સમાજના હિત ખાતર મ્હેં એને દૂર કરી."

કુમારે અનુસંધાનમાં જણાવ્યું.

"કુમાર, હવે જો મંડળને કોઈની જરૂર હોય તો તારીજ છે અને જો આ મંડળનું સુકાન કોઈ હાથમાં લેવા લાયક હોય તો તુંજ છે. તારા પિતાનું કાર્ય આગળ ધપાવ. ફત્તેહ તારી છે."

જેરામદાસે કુમારને મંડળનું સુકાન હાથમાં લેવા જણાવી આશીર્વાદ આપ્યા.

## પ્રકરણ ૧૩ મું.

### કૃષ્ણલાલ

**કૃષ્ણલાલ** જયશ્રીને છોડીને પૈસાના લોભમાં મેનકા નામની એક શ્રીમંત યુવતીને પરણી બેઠો હતો. મેનકામાં સૌંદર્યવતી કહી શકાય એવું રૂપ નહતું છતાંય જોનારને એની ભુરખી લાગ્યા વગર રહે તેમ નહોતી. રંગે શ્યામ છતાં તેનું ઘાટીલું સપ્રમાણ શરીર પુરૂષના આકર્ષણને ખેંચવા શક્તિમાન હતું.

વેપાર અર્થે કૃષ્ણલાલને મેનકાના પિતા મનહરનાથને ત્યાં વારંવાર આવવા જવાનું થતું હતું. કૃષ્ણલાલની ચાલાક બુદ્ધિએ મનહરનાથને આકર્ષ્યો અને કૃષ્ણલાલના મોહક ચહેરાએ મેનકાનું હૃદય કબજે કર્યું.

મનહરનાથ કલકત્તાના એક શ્રીમંત વેપારી હતા. પૈસાની ખોટ નહોતી; પૈસાનો ઉપયોગ કરનાર પુત્રની ખોટ હતી. પ્રથમ પત્ની મેનકાને જન્મ આપીને મરી ગયા બાદ મનહરનાથે પુત્રની લાલસાએ ફરી બે વાર લગ્ન કર્યાં હતાં. પણ નશીબે તેમને યારી ન આપી. બન્ને નવી પત્નીઓ લગ્ન બાદ એક એક વર્ષમાં અવસાન પામતાં

મનહરનાથને લાગ્યું કે પોતાનુ નશીબ જ વાંકુ છે. નશીબમાં વારસદાર પુત્ર છે જ નહિ.

ત્યારપછી મનહરનાથે મેનકાને જ પોતાનું સર્વસ્વ ગણ્યું. મનહરનાથને મેનકાની ચિંતા થતી હતી. જો કોઈ લાયક વર ઘરજમાઈ તરીકે મળી જાય તો પોતાની ચિંતાઓ ઓછી થાય. તેઓ જે કોઈ યુવાનો કામ પ્રસંગે પોતાની પાસે આવતા તેમની સાથે ઉંડો રસ લઈ વાતચીત કરતા કે રખેને મેનકાને લાયક વર મળી આવે.

પણ જ્યારથી કૃષ્ણલાલ પોતાના પ્રસંગમાં આવ્યો ત્યારથી મનહરનાથની નજર તેના પર ઠરી હતી. પણ કૃષ્ણલાલની પસંદગી કરતાં પહેલાં મનહરનાથે તેની બુદ્ધિ–શક્તિનુ માપ કાઢી લીધું. કૃષ્ણલાલ તેમની પરીક્ષામાં પાસ થયો.

પણ પોતાની પસંદગી મેનકાને ગમશે કે કેમ ? જો મેનકા નારાજ હોય તો કૃષ્ણલાલ માટે ખાસ આગ્રહ કરવાની તેમની ઇચ્છા નહોતી.

એક વખત જ્યારે કૃષ્ણલાલ પોતાને ત્યાં આવનાર હતો ત્યારે મનહરનાથે એક નિર્ણય કર્યો. મેનકાને કૃષ્ણલાલ ગમે છે કે નહિ તેની ખાત્રી કરી લેવી.

મનહરનાથે મેનકાને પોતાની પાસે બોલાવી કહ્યું:—

"મેનકા, આજે કૃષ્ણલાલ આવનાર છે અને મારે બહારગામ જવું છે. બોલ હુ જાઉં કે નહિ ?"

"મને કોઈપણ પ્રકારે વાંધો નથી." મેનકાએ જવાબ આપ્યો.

"તો હું જાઉં. પણ કૃષ્ણલાલના સ્વાગતમાં વાંધો ન આવે." મનહરનાથે સુચના આપી.

"કંઇ ફીકર ન રાખશો. એમને તો મારી સાથે ગમશે."

મેનકાના જવાબે મનહરનાથને પ્રતીતિ કરાવી કે મેનકાને કૃષ્ણલાલ ગમે છે.

મનહરનાથે મેનકાને એક સુચના આપી.

મનહરનાથ બહારગામ ગયા અને કૃષ્ણુલાલનું આગમન થયું.

કૃષ્ણુલાલે આવીને જોયું તો મનહરનાથ દેખાયા નહિ. તેણે મેનકાને પૂછ્યું, "કેમ પિતાજી નથી ?"

"બહારગામ ગયા છે પણુ એમ કહીને ગયા છે કે તમે આવો તો મારે સ્વાગત કરવું." મેનકાએ આવકાર આપ્યો.

મેનકા ચ્હા નાસ્તો જાતે લઈ આવી.

નાસ્તાને ઇનસાફ આપતાં મેનકાએ કૃષ્ણુલાલની ઇચ્છા જાણુવા પૂછ્યું, "તમને અહીં ગમે છે ને ? તમે આવો છો એ મને ખુબ ગમે છે."

"એ તો તમારી ભલમનસાઈ છે. વારંવાર તકલીફ આપવી મને યોગ્ય લાગતું નથી. વેપાર અંગે વારંવાર અહીં આવવુંજવું થાય એટલે મ્હેં એક નાનું ઘર ભાડે રાખી લેવાનો વિચાર કર્યો છે."

કૃષ્ણુલાલે હવે વધુ તકલીફ ન આપવાનો વિવેક દર્શાવ્યો.

"બસ. અમારે ત્યાંથી કંટાળી ગયા ?" મેનકાએ મનોભાવ છૂપાવી પ્રશ્ન કર્યો.

"ના–ના. એવું કંઈ નથી."

"હું તમને ગમું છું ?" મેનકાએ સીધો સવાલ કર્યો.

"ન ગમવાનું કારણુ નથી."

"મારા જેવી પત્ની મળે તો ?"

"હું પરણેલો છું."

"મને ફરી પરણુશો ?"

"દીલગીર છું."

"કારણુ ?"

"કારણુ કે હું સાધારણુ સ્થિતિનો છું અને કદાચ હું તમારી સાથે ફરી પરણું તો તમારી શ્રીમંતાઈનાં સુખ નાશ પામે."

"પણુ તમે અહીં જ રહો તો ?"

કૃષ્ણુલાલ વિચારમાં પડયો. મેનકા શું કહેવા માગે છે તે ચોક્કસ એનાથી સમજાયું નહિ.

" કેમ વિચારમાં પડયા ? મારી શ્રીમંતાઈ તમારા ચરણે ધરૂં છું. " મેનકાએ કહ્યું.

' એટલે ? "

" પિતાજીએ જો તમે મારી સાથે લગ્ન કરો તો તમામ મિલ્કત તમને આપવાનું નક્કી કર્યું છે. પિતાજી તમારા પર ખુશ થઈ ગયા છે. "

મેનકાએ પિતાએ બહારગામ જતાં કરેલી સુચના જણાવી.

" ખરેખર. ? " કૃષ્ણુલાલને આશ્ચર્ય થયું.

કૃષ્ણુલાલના દીલમાં લોભ પેદા થયો. જો કનક અને કાન્તા બન્ને વસ્તુ મળતી હોય અને લક્ષ્મી ચાંલ્લો કરવા સામે બારણે આવતી હોય તો કપાળ ધોવા જવું એ મુર્ખાઈ છે એમ કૃષ્ણુ-લાલને લાગ્યું.

" હા. પણ પહેલી પત્નીને છોડીને અહીં રહેવું પડશે. "

મેનકાએ શરત મૂકી.

" કબુલ. " કૃષ્ણુલાલ બંધાઇ ગયો.

પૈસાના લોભમાં કૃષ્ણુલાલે જયશ્રીનો વિચાર ન કર્યો.

આ પછી કૃષ્ણુલાલે મેનકા સાથે સ્નેહલગ્ન કર્યાં અને મનહર-નાથનો વારસો મેળવ્યા પછી જયશ્રીને પત્ર લખી તેને જે યોગ્ય લાગે તે કરવા જણાવી દીધું હતું.

મનહરનાથ મેનકાના લગ્ન પછી કૃષ્ણુલાલ જેવા વારસદાર મેળવ્યા પછી થોડાજ વખતમાં શાંતિથી અવસાન પામ્યા.

કૃષ્ણુલાલના હાથમાં હવે સંપૂર્ણ કારભાર આવ્યો.

શરૂ શરૂમાં કૃષ્ણુલાલે મેનકાના બેહદ ખર્ચા પર અંકુશ ન મૂકયો.

કૃષ્ણુલાલને મેનકામાં જેટલો રસ નહોતો તેટલો વેપારમાં પૈસો પેદા કરવામાં હતો.

કૃષ્ણુલાલ આખો વખત વેપારના કામમાં ગુંથાયલો રહે એ નવપરીણીત મેનકાથી સહન થઈ શકયું નહિ.

મેનકા દરરોજ કૃષ્ણુલાલને આ બાબતમાં ઝગડવા લાગી. એક વખત મેનકાએ ટાણો માર્યો, "તમે બીજી વખત પરણ્યા એટલે તમને ખાસ કંઇ ન લાગે પણ હું તો પહેલી વખત પરણી છું."

"જાણી જોઇને કુવામાં પડી શા માટે? તું બધુંય જાણુતી હતી. મને તું નહોતી જોઈતી તારી દોલત જોઈતી હતી." કૃષ્ણુલાલે નફ્ટાઇભર્યો જવાબ આપ્યો.

મનહરનાથ મેનકાના લગ્ન પછી જીવ્યા ત્યાં સુધી કૃષ્ણુલાલે મેનકા તરફનું વર્તન સારૂં રાખ્યું અને ત્યારપછી કૃષ્ણુલાલ મેનકા પ્રત્યે બેદરકાર બની ગયો તે એટલે હદ સુધી કે મેનકા કયાં જાય છે? શું કરે છે અને શું નહિ? એ પણ જાણુવાની દરકાર કરી નહિ.

એક દિવસે કૃષ્ણુલાલની અજાયબી વચ્ચે મેનકાએ તેની પાસે એક હજાર રૂપિયાની હાથખર્ચી માગી.

"શા માટે? તારે જે જોઇશે તે હું લાવી આપીશ."

કૃષ્ણુલાલ એ રકમ આપવા તૈયાર નહોતો.

"પણુ આ તમારા કાકાઓને આપીશ શું?" મેનકા ક્રોધે ભરાઇ.

અને તેણે કાપડીઆના તથા ઝવેરીના બીલનો થોકડો કૃષ્ણુલાલ આગળ રજૂ કર્યો.

આ બીલો જોઇ કૃષ્ણુલાલની આંખ ચમકી. તેણે ફુંજારો કર્યો, "આ બધાની શી જરૂર હતી? હજુ તો તારાં કબાટોમાં તું મરી જાય ત્યાં સુધી ચાલે એટલાં કપડાં ભરેલાં છે. શું તારે કપડાંનું સંગ્રહસ્થાન વસાવવું છે? અને આ તારાં ઘરેણાં તો તું પહેરતાં થાકું એટલાં બધાં છે."

"પણુ મારે માગનારાઓને શો જવાબ દેવો?" મેનકાને કૃષ્ણુલાલના

ગુસ્સાની દરકાર નહોતી.

"ઠીક છે. આ વખતે તો હું જાતે જ બીલ ચુકવી આપું છું, અને એમને ખબર આપું છું કે હવે ઉધારે કોઇપણ ચીજ તને ન આપે." કૃષ્ણલાલે ધમકી આપી.

"શું કહ્યું ? મારી દોલત અને તમે માલિક ?" મેનકા ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ.

"હા. તારો પણ માલિક." કૃષ્ણલાલે માલિકપણું દર્શાવ્યું.

"કૃષ્ણલાલ, તમે નિષ્ઠુર છો."

"હોઇશ."

"તમે પૈસાના ગુલામ બન્યા છો."

"સાચું છે પણ તારો ગુલામ નથી બન્યો એટલું યાદ રાખજે." કૃષ્ણલાલે મેનકાને ભાન કરાવ્યું.

કૃષ્ણલાલનું આવું વર્તન મેનકાથી સહન થઇ શકયું નહિ. તેણે પોતાનો રસ્તો નકકી કરી લીધો. કૃષ્ણલાલની ના છતાં પિતાના ઓળખાણવાળા વેપારીઓને ત્યાંથી જોઇતી ચીજો ખરીદવાનું મેનકાએ ચાલુ રાખ્યું અને જરૂર પડતી તેમ રોકડ રકમ પણ ઉપાડવા માંડી. અને પોતાના મોજશોખને સંતોષવા માંડયો. મોજશોખ અને આનંદવિલાસ માટેની અપૂર્તતા મેનકાએ નરેશ નામના યુવકના સહચારથી પુરી કરી.

મેનકાએ આદરેલી આ પ્રવૃત્તિથી કૃષ્ણલાલ બેચેન બન્યો. કૃષ્ણુલાલે વેપારીઓને વારંવાર ચેતવણીઓ આપી કે મેનકાને ઉધારે કાંઈ ન આપશો. વેપારીઓ જવાબ વાળતા કે મનહરનાથ ને અમારે ગાઢો સંબંધ હતો અને એમની પુત્રીને અમે તરછોડી શકીએ નહિ વેપારીઓના આવા જવાબથી કૃષ્ણલાલ વધુ અકળાયો અને વેપારી તરીકેની આબરૂ સાચવવા મેનકાનાં નાણાં તેણે અદા કરવાં પડતાં હતાં.

પણ કૃષ્ણલાલે એક દિવસ મેનકા અને નરેશની પ્રેમચેષ્ટા પોતાના જ બંગલામાં નિહાળતાં તેનો ક્રોધ ભભુકી ઉઠયો.

કૃષ્ણુલાલ આવ્યો જાણી નરેશ ઉભો થઇ ગભરાતો ગભરાતો નાશી ગયો.

"કેમ મેનકાદેવી? શા રંગ જમાવવા માંડયા છે?" લાલ આંખ કરી કૃષ્ણુલાલ બોલ્યો.

"ઓહ! આપને પણુ હજુ રંગ જમાવવામાં મજા આવે છે?" મેનકા સ્વસ્થ હતી.

"મેનકા, ખબરદાર. તારૂં વર્તન શરમાવનારૂં છે."

"અને આપનું?" મેનકાએ ન ગભરાતાં સામો પ્રશ્ન કર્યો.

"મારૂં?" એમ કહી કૃષ્ણુલાલે માથા પરનો હેટ દૂર ફેંકયો અને ફ્લાવર પોટ હાથમાં લઈ મેનકાને લગાવ્યું.

"જંગલી." મેનકા ધબાક દઇને જમીન પર પછડાઈ.

તે દિવસથી કૃષ્ણુલાલે ઘરની બહાર જતાં મેનકાને એક ઓરડીમાં પુરી જાતે ઓરડીને તાળું લગાવી કુંચી પોતાની સાથે લઈ જવાનો કાર્યક્રમ રાખ્યો અને તાળા ઉપર પોતાની સહીવાળુ લેબલ મારવાનું ભૂલ્યો નહિ કે જેથી બીજું કોઈ ચાવી બેસાડી તાળું ઉઘાડે તો ખબર પડે.

મેનકા પસ્તાઇ. પોતાના જ ઘરમાં પોતાની આવી દશા જોઈ મેનકાનું હૃદય ચીરાઇ જતું હતું.

નરેશને મેનકાની નજરકેદીની દશાની ખબર પડી. એક વખત હિંમત કરીને તે આવ્યો.

"શેઠનો હુકમ નથી." નોકરે તેને અટકાવ્યો.

"તારા શેઠ તો મખ્ખીચુસ છે." નરેશે કહ્યું.

"અરે હા ભાઈ."

"ચલ લે." નરેશે નોકરના હાથમાં પાંચ રૂપિયાની નોટ મૂકી બંગલામાં દાખલ થયો.

પેલા નોકરે આવા દાતા રોજ મળે એવી પ્રાર્થના કરી. મનહરનાથના મરણુ પહેલાં વારતહેવારે નોકરોને જે ભેટસોગાદો અને

ઇનામ મળતાં તે કૃષ્ણલાલે બંધ કર્યાં હતાં. આવી સ્થિતિમાં રૂ. ૫] નું ઈનામ નોકરને લલચાવનારૂં લાગ્યું. નોકરે નરેશને મદદ કરી યુક્તિથી મેનકાની ઓરડીમાં દાખલ કરાવી દીધો.

નરેશને બારીએ ચડીને આવતાં જોઇ મેનકાને આશ્ચર્ય થયું.

"નરેશ."

"મેનકા, તારી આ દશા."

નરેશ અંદર ઓરડીમાં આવ્યો.

"નરેશ, મને લઇ નાશી જવાની તાકાત છે તારામાં"

મેનકા અકળાયલી હતી. કૃષ્ણલાલના બંધનમાં રહી સબડવા કરતાં બંધનમુક્ત થઇ જે જોખમ ખેડવું પડે એ જોખમ ખેડવું જ તેને વધુ સારૂં લાગ્યું અને તે માટે નરેશને સુચના કરી.

"મારી રખાત તરીકે રહેવું પડશે." નરેશે જણાવ્યું.

"રખાત તરીકે? મારી સાથે લગ્ન કરીને નહિ?"

"ના. રખાત તરીકે રાખું."

"નામંજુર."

"ભલે તો હું જાઉં."

"ખુશીથી."

નરેશ જેવો આવ્યો તેવો પાછો ગયો.

મેનકા બબડી, પતિ પૈસાના લોભમાં પડયો છે. નરેશને આબરૂ સાચવીને મારી સાથે એક રમકડું ધારી રમત કરવી છે. શું પુરૂષોની જાત ઘડી છે ભગવાને.

કૃષ્ણલાલે ધનલોભમાં વેપાર એકદમ વધારી દીધો. બજારો એકાએક ગગડી જતાં અને મંદી આવતાં લાખો રૂપિયાની નુકશાની કૃષ્ણલાલને લાંબાચોડા વેપારમાં આવી. કૃષ્ણલાલ ગભરાઇ ગયો. પોતાની બુદ્ધિ શક્તિની હદ ઓળંગી વેપારમાં ઝુકાવતાં કૃષ્ણલાલે બધું ગુમાવ્યું. મિલ્કતમાં હવે મેનકાના નામ પરનો બંગલો જ રહ્યો.

એક વખતનો મધ્યમ સ્થિતિનો કૃષ્ણુલાલ શ્રીમંત બન્યો અને એજ કૃષ્ણુલાલ શ્રીમંતાઈના શિખરેથી પછડાઈ નીચે ગરી પડયો.

કૃષ્ણુલાલ બેહાલ થયો. હવે શું કરવું એ મહાપ્રશ્ન એની આગળ ખડો થયો. બંગલો વેચી નાખી જે પૈસા આવે એનાથી અને નોકરી કરી શાંતિથી જીવન ગાળવાના નિશ્ચય પર એ આવ્યો.

કૃષ્ણુલાલે મેનકાને કહ્યું, " મેનકા, બોલ હવે શું કરીશું ? "

" વેપાર કરો. ખુબ પૈસા મળશે. એટલા બધા મળશે કે આ એકનો એક બંગલો પણ ભરાઈ જશે. " મેનકાએ પતિના ધનલોભની મશ્કરી કરી.

" આવી પડતી હાલતમાં ય તને મશ્કરી સુઝે છે ? "

" કેમ ન સૂઝે ? તમને ધનમદમાં મારી ક્યાં પડી હતી ? "

" મેનકા, તારૂં ભાન ઠેકાણે નથી. "

" મારૂં ભાન ઠેકાણે જ છે. તમારે હવે જે કરવું હોય તે કરો. હું મારા પિતાનો બંગલો છોડી જવા તૈયાર નથી. તમારે જ્યાં જવું હોય ત્યાં જાવ. " મેનકાએ કૃષ્ણુલાલને ફટકા મારવાની તક આવતાં તે જવા ન દીધી.

" અને તું ? "

" હું ? હું એકલી રહીશ. બંગલાનો થોડો ભાગ ભાડે આપીશ એમાંથી મારૂં ગુજરાન ચલાવીશ. "

" અને હું ? "

" તમે જાણો. "

" આપણે આ બંગલો વેચી સાથે રહીએ તો ? "

" તમારી કેદી થવા ? "

" મેનકા, એ વાત તું હવે ભૂલી જા. મારી સાન હવે ઠેકાણે આવી છે. "

" અને પાછી ખસી જાય તો ? "

" મેનકા, તારે પગે લાગું છું કે બંગલો તું વેચી નાખ. અને આપણે હવે—"

કૃષ્ણુલાલને અટકાવી મેનકાએ ટકોર કરી, "હા. વેપાર કરીશું?"

" નહિ. હું નોકરી કરીશ અને દરરોજ નિયમિત તારી સેવામાં હાજર રહીશ."

મેનકાએ કૃષ્ણુલાલને પશ્ચાતાપ થયો હોય એમ લાગવાથી બંગલો વેચવા હા પાડી.

બંગલો વેચી દીધો અને એક ઘર ભાડે રાખી કૃષ્ણુલાલ અને મેનકા રહેવા લાગ્યાં.

કૃષ્ણુલાલે એક ઓળખીતા વેપારીની અંગ્રેજી પદ્ધતે ચાલતી પેઢીમાં નોકરી સ્વીકારી લીધી. સવારે ૧૧ વાગે નોકરીએ જવું અને ૫ વાગે ઘેર પાછા આવી મેનકા સાથે ફરવા જવું અને કોઈ કોઈ વખત નાટક સિનેમા જોઈ આનંદ લુંટવો એ કૃષ્ણુલાલનો કાર્યક્રમ થઈ પડયો.

કૃષ્ણુલાલ અને મેનકાના લગ્નજીવનમાં સુખનો સુરજ ઉગ્યો.

આજના સવારના તાજા વર્તમાનપત્રના એક સનસનાટીભર્યા સમાચારે કૃષ્ણુલાલને ચમકાવી દીધો. મિત્રમંડળના ઉત્સવથી માંડી જયશ્રી નવલરામનું ખુન કરી નાસી ગઈ છે એ સંબંધના વિગતવાર સમાચાર વાંચી કૃષ્ણુલાલ ચોંકી ઉઠયો.

" શું વાંચો છો ?" મેનકાએ છાપુ પોતાના હાથમાં ખેંચતાં પૂછયું.

કૃષ્ણુલાલે જવાબ ન આપતાં છાપુ મેનકાને આપ્યું.

મેનકાએ છાપા પર નજર ફેરવી કહ્યું, " અરે આ સમાચાર તો વાંચો. એક સ્ત્રીએ પુરૂષનું ખુન કર્યું."

" તું તો એવું નહિ કરે ને ?" કૃષ્ણુલાલ હસ્યો.

" જો પુરૂષ ખુનને લાયક હોય તો સ્ત્રીએ તેનું ખુન જ કરવું જોઇએ." મેનકાએ જવાબ આપ્યો.

"તો તો મારે તારાથી સાચવીને ચાલવું પડશે."

"બેશક. જો સ્ત્રી ઉપર કોઈ અત્યાચાર કરવા માગતો હોય અને તે સ્ત્રી પાસે શસ્ત્ર હોય તો શિયળ રક્ષણ કાજે એ અત્યાચારીના દીલમાં ભોંકી દેતાં અચકાવું ન જોઇએ."

"તું તો હિંસાની તરફદારી કરે છે. સ્ત્રીઓ તો શાંતિ અને સુખ પ્રસરાવનારી દેવીઓ છે અને તું હિંસાની તરફેણ કરી અશાંતિ પ્રસરાવનારી વાત કરે છે."

"સમજ્યા નહિ તમે. જ્યાં અહિંસા નિષ્ફળ નીવડે ત્યારે હિંસાનો આશ્રય લીધા વગર છૂટકો નથી. ધારો કે એક સ્ત્રીના શિયળ ઉપર કોઇ પુરૂષ આક્રમણ કરે ને સ્ત્રી તેને તેમ કરતાં રોકવા સમજાવે, વીનંતી કરે, કાલાવાલા કરે, એને પગે પડે છતાં ય એ ન માને ત્યારે કાંતો જો તેની પાસે શસ્ત્ર હોય તો આત્મહત્યા કરી પોતાના શરીરને અભડાવતાં બચાવે યાતો આક્રમણકારને શસ્ત્રનો સ્વાદ ચખાડે. આ બન્ને રીતે હિંસાનો આશ્રય લેવો પડે. મને લાગે છે કે આ બાબતમાં પણ જયશ્રીએ નવલરામ અત્યાચાર કરવા ગયો હશે એટલે તેનું ખુન કર્યું હશે."

મેનકાએ પોતાનો અભિપ્રાય આપ્યો.

"તું પણ જયશ્રી જ છું" કૃષ્ણલાલે હેતુપૂર્વક ટકોર કરી.

મેનકાને હજુ સુધી ખબર ન હતી કે જયશ્રી એ કૃષ્ણલાલની પ્રથમ પત્ની છે. કૃષ્ણલાલ પ્રથમ પરણેલો છે એ તે જાણતી જ હતી પરંતુ તેણે તેની પ્રથમ પત્નીનું નામ પૂછ્યું નહોતું.

"બેશક. જયશ્રી મને મળે તો હું એને ધન્યવાદ આપું." મેનકાએ જવાબ આપ્યો.

કૃષ્ણલાલ મેનકાના મ્હોં સામું જોઈ રહ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### સેવા

થાણેથી પાછા આવી જેરામદાસ અને કુમાર પોતપોતાને ઘેર ગયા. નવલરામનું ખુન જયશ્રીએ કર્યું છે એ હકીકત કુમારે જાહેર કરી તે અને તે પહેલાં ગુન્હો પોતાને માથે ઓઢી જેરામદાસે જાતે પોલીસ અટક સ્વીકારી એ વાત ગામમાં પ્રસરતાં વાર લાગી નહિ. આ બન્ને વાતનો વિચાર કરતાં ગામલોકને જેરામદાસ અને કુમાર ગામનાં સાચાં રતન લાગ્યાં. ગુન્હેગાર નહિ છતાં ખુન જેવો ગુન્હો નવલરામના સ્ટેટમેન્ટમાંની શંકાના કારણે પોતાને માથે ઓઢી લઈ ગામમાંથી વેરઝેર દૂર કરવા અને આ ગુન્હા અંગે ગામનો બીજો કોઇ નિર્દોષ માણસ માર્યો ન જાય એ જેરામદાસનો ગુન્હો ઓઢી લેવાનો હેતુ પાર પડયો. જેરામદાસની આત્મભોગની ભાવનાને અને કુમારની કર્તવ્યપરાયણ વૃત્તિને ગામલોક પાછલાં વેરઝેર ભૂલી ગયાં.

ગામલોકોએ જેરામદાસની આ સેવાની તથા મંડળદ્વારા ગામની બજાવેલી સેવાની કદર કરી તેમને માનપત્ર અને પર્ણ કરાવા સમારંભ કર્યો.

જેરામદાસને માનપત્ર અર્પણ કરવાનો વીધી કુમારના હસ્તે થયો.

રમણે માનપત્ર વાંચી જણાવ્યું કે, " જયશ્રીના આગમનથી તે જયશ્રીના ગામત્યાગ સુધીમાં મંડળને જે કડવા અનુભવ થયા, મંડળમાં જે ભાગલા પડયા અને જે કમનશીબ બનાવો બન્યા એ દુઃખનો અને કમનશીબીનો વિષય છે. પણ આ બધાય બનાવોની અંદર આજના આપણા પ્રમુખ કુમારની કર્તવ્યપરાયણ વૃત્તિનાં દર્શન થયા શિવાય રહેતાં નથી. જયશ્રીને નોકરી અપાવવા નવલરામને વિનંતી કરનાર એજ કુમારે મંડળના હિત કાજે પોતે જ મંત્રી તરીકે તેમને છૂટાં કર્યાં હતાં. નવલરામનું ખુન થયું અને ગામહિત ખાતર ખુની તરીકે જાહેર થનાર મુરબ્બી જેરામદાસ કાકાનું ઔદાર્ય ગામલોક વીસરી શકશે નહિ. ગામની ઉન્નત્તિ માટે ગામનાં પાપો ધોવા માટે પુજ્ય જેરામદાસકાકા પોતાનું બલિદાન આપવા તૈયાર થયા. એ બલિદાનની ભાવનાને આપણાં મસ્તક નમે છે. અને પ્રમુખશ્રી કુમાર એ તો દેવતા છે. જો ભાઈ કુમારને દેવ તરીકે સંબોધવામાં અતિશયોક્તિ હોય તો પણ એ અતિશયોક્તિનો આક્ષેપ વ્હોરીને પણ હું તેમને ગામદેવતા તરીકે નમું છું. અને મારી માફક આપનાં હૈયાં પણ નમન કરશે. કુમારે ધાર્યું હોત તો જયશ્રીને ખુની તરીકે જાહેર કરતાં તે અટકી શક્યો હોત અને પરિણામ એ આવત કે મુરબ્બી જેરામદાસકાકને સોસવું પડત અને ગામની દશા? વેરઝેરની વૃદ્ધિ અને મંડળનો વિનાશ. પણ ગામની એવી દશા થાય તે પહેલાં જયશ્રી પોતાને ગમે તેટલી વ્હાલી છતાં બ્હેન પ્રત્યે ગમે તેટલું હેત છતાં તે પોતાની ફરજ અદા કરતાં અચકાયો નહિ. અને કડવી પણ ફરજ બજાવી તેમણે જયશ્રીને ખુની જાહેર કરી. જયશ્રી ગામ છોડી ગઈ છે એ તો હવે જાહેર વાત છે પણ કુમારે જયશ્રીને હોય ત્યાંથી ખોળી લાવી ખુની તરીકે હાજર કરવાનો નિર્ણય કર્યો છે. ભાઇઓ, વિચાર કરો આપણામાં નૈતિક હિમત, સત્યને ખાતર સહન કરવાની આટલી શક્તિ છે?

મુરબ્બી જેરામદાસ કાકાની સેવાઓ ગામલોક સારી રીતે જાણે છે અને હું ગામલોકને અને મંડળના તમામ સભ્યોને વિનંતી કરું છું કે, હવે મંડળનું સુકાન કુમારના હાથમાં સોંપો. મુરબ્બી જેરામદાસ કાકા જીવે ત્યાં સુધી મંડળનું પ્રમુખપદ ચાલુ રાખે અને કુમાર મંત્રી તરીકે કામ કરે. હું ખાત્રી આપું છું કે પુજ્ય જેરામદાસ કાકા અને ભાઈ કુમારના હાથમાં મંડળનું અને ગામનું હિત સલામત છે."

રમણે અંજલી અર્પી બેઠક લીધા પછી પ્રમુખસ્થાનેથી કુમારે બોલતાં જણાવ્યું કેઃ—

" કમનસીબ બનાવોનો ઉલ્લેખ કરી તેને વારંવાર યાદ કરવા એ અંગત કારણોને લઇને મને ખુબ દુઃખપુર્ણ લાગે છે. જયશ્રી વિશે ગામલોકનો જે મત છે, આપણા પુરૂષોનો જે અભિપ્રાય છે એ અભિપ્રાય એક વખત બદલવો પડશે. અલબત્ત, તેનાં કૃત્યોનો હું બચાવ કરતો નથી. પરંતુ જે સંજોગોમાં જયશ્રી મુકાઈ હતી અને જે સ્થિતિમાં એ તેનું જીવ જીવતી હતી એ બધું જ્યારે જાણમાં આવશે ત્યારે મને ખાત્રી છે કે આપ સૌ જયશ્રી પ્રત્યે સહાનુભુતિ દર્શાવશો.

સદગત નવલરામને આ પ્રસંગે હું યાદ કર્યા શિવાય રહી શકતો નથી. મંડળના વિખવાદોની વેદી પર તેમનું બલિદાન અપાયું છે. મારા વિશે તેમણે ગમે તેવા અયોગ્ય આક્ષેપો કર્યા હશે તેનું મને દુઃખ નથી. એમણે મંડળની કરેલી એકધારી સેવાઓ તેમનું છેલ્લાં વર્ષોનું વર્તન જોઈ ભુલવા જેવી નથી. પ્રભુ, મર્હુમના આત્માને શાંતિ આપે.

મુરબ્બી જેરામદાસની પ્રશંસા હું એમની સેવાઓ બદલ નથી કરતો પરંતુ તેમણે પોતાની ફરજ સંપૂર્ણ રીતે બજાવી છે તે બદલ કરું છું. સેવાને ધર્મ માની એમણે જે કંઈ સેવા કરી છે એ ધર્મની હું પ્રશંસા કરું છું.

મારા પર મુકેલો વિશ્વાસ સાચો નીવડો એવી પ્રભુને મારી પ્રાર્થના છે."

સભાજનોમાં કુમારે નવલરામનો કરેલો ઉલ્લેખ ચર્ચાનો વિષય થઈ પડયો. અંગત આક્ષેપો કરનાર પ્રત્યે માન રાખનાર કુમાર સભાજનોને અદ્ભુત લાગ્યો.

જેરામદાસે માનપત્રનો જવાબ આપતાં કહ્યું:—

"મારી કદર કરી તે તો આપની ઉદારતા છે. મ્હેં મારી ફરજ બજાવી છે જેને આપ સેવાઓ કહો છો. જો આપ મારું સાચુ સનમાન કરવા માગતા હોવ તો આપની પાસેથી હું ખાત્રી માગું છું કે આપ કુમારને તેની જીંદગીમાં કોઈ દુભવશો નહિ. કુમાર એ નંદલાલનો જ પુત્ર નથી સારા ગામનો એ પનોતો પુત્ર છે. મિત્રના પુત્રની હું વધુ પ્રશંસા નથી કરતો પણ એટલું ખચિત ધ્યાનમાં રાખજો કે કુમારની પૈસેટકે સ્થિતિ બહુ સદ્ધર નથી. એ આપની પાસે ભીખ નથી માગવાનો. ભીખ માગવી હોય તો હું એને મારી મિલ્કતનો અડધો ભાગ સમર્પણ કરી તેને તેમ કરતાં રોકું. પણ કુમારને એવી દોલત જોઈતી નથી. જાતમહેનત શિવાયનો પૈસો લેવાની એ ના પાડે છે. અત્યારે હું જાહેર કરું છુ, કે આપણે અત્યાર સુધી મંત્રીને પગાર આપતા નહોતા પણ હવે હું કુમારને મંત્રી તરીકે અને હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરવા માટે માસિક રૂા. ૧૦૦ પગાર આપવાની ભલામણ કરું છું. આ રકમ કદાચ વધારે લાગશે પણ એની સેવાઓનો બદલો પગારના આંકડાથી આંકવાની કોઈ ભૂલ ન કરશો. છેવટે હું મર્હુમ નવલરામને અંજલી અર્પું છું અને સનમાન માટે આપનો આભાર માનું છું."

ગામલોકોએ જેરામદાસને કુમારને ગામનો પુત્ર માની એની સંભાળ રાખવાનું—એ ગ્રામરત્નનું રક્ષણ કરવાનું વચન આપ્યું.

વિખવાદનાં વાદળ વેરાઈ ગયાં અને એકસંપીના શાંત વાતાવ-

રણુમાં કુમારે મંડળનું મંત્રીપદ સ્વીકાર્યું અને હાઈસ્કૂલમાં ફરજ પર હાજર થઈ ગયો.

કુમારે મંત્રીપદ હાથમાં લીધા પછી મંડળની સંસ્થાઓની પુનર્ઘટના કરી એને રાષ્ટ્રિયતાના પાયા પર મુકી દીધી.

દેશમા હિંદુ અને મુસ્લીમ, ધર્મ ધર્મ અને કોમકોમના જે ઝગડા ચાલતા હતા અને તેમાંથી નીપજતાં વિપરીત પરિણામોથી કુમાર વાકેફ હતો. પોતાના ગામમાં ધર્મ અને કોમ, પક્ષ અને વાડાનાં અનિષ્ટ તત્વો દાખલ ન થઈ જાય તેની તેણે સાવ-ચેતી લીધી.

કુમારે ગામલોકને સમજાવી જૈન, સ્વામીનારાયણ, વિષ્ણુમાર્ગી અને શિવમાર્ગી તથા ઈસ્લામ ધર્મ પાળનારા એ સર્વને એકબીજાના ધર્મો પ્રત્યે સહિષ્ણુતા દર્શાવવા સલાહ આપી દરેક ધર્મોના મુખ્ય તહેવારો પાળવાનો અને એકબીજાના તહેવારોમાં ભાગ લેવાનો ચીલો પાડયો. પરિણામે ગામની એકસંપીનાં બીજ મજબુત થયાં.

આજે ગામમાં મિત્રમંડળના આમંત્રણથી આમવર્ગની સ્ત્રીઓના હિત માટે કામ કરતાં એક સ્ત્રી પ્રચારિકા આવનાર હતાં. તેમનું નામ શ્રીમતી મેનકા દેવી.

કૃષ્ણુલાલે નોકરી કરતાં થોડી રકમ બચાવી અને તે બચત રકમમાંથી તેણે ફરી વેપાર શરૂ કર્યો. પરંતુ વેપારમાં તેનું નશીબ પાછું પડયું. નફો મેળવવા જતાં ખોટ તેની સામે આવીને ઉભી રહેતી. કૃષ્ણુલાલ કંટાળ્યો. પોતે હવે પૈસા પેદા કરી શકશે નહિ અને ગૃહસંસાર ચલાવવા જેવી આર્થિક સ્થિતિ પ્રાપ્ત કરી શકાશે નહિ એવી નિર્બળતા અનુભવી એક દિવસ કૃષ્ણુલાલ મેનકાને ઉંઘમાં છોડી કોઈ અજાણ્યા સ્થળે ચાલ્યો ગયો.

મેનકાએ ઉઠીને જોયું તો કૃષ્ણુલાલ નહતો. પણ કૃષ્ણુલાલની એક ચીઠ્ઠિ મળી આવી.

તેમાં લખ્યું હતું કે, " હું તને છોડી જાઉં છું. મારી શોધ ન કરીશ. હું મારૂં ફોડી લઈશ. તું તારૂં સંભાળી લેજે."

ધનલુબ્ધ્યા કૃષ્ણલાલે સસરાની મિલ્કત સાફ કરી મેનકાને રખડતી ભિખારણ બનાવી દીધી.

મેનકાને હવે શું કરવું તે સુઝયું નહિ. હવે શું થશે ? હું ક્યાં જઈશ ? પિતા ગયા–પતિ કાયર બની છોડી ગયો. એક વખત હું શ્રીમંતાઈ ભોગવનારી આજે રસ્તાની ભિખારણ બની–લોભી કૃષ્ણલાલને પરણીને. કૃષ્ણલાલ મને નહોતા પરણવા માગતા પણ પિતાની દોલતને પરણવા માગતા હતા એ જાણ્યા છતાં ય મ્હેં હાથે કરી આફત વ્હોરી અને એનું પરિણામ ?

હું ગ્રેજ્યુએટ થઈ. ભણી છતાં ભૂલી. મ્હેં મારી કેળવણીનો શું ઉપયોગ કર્યો ? મ્હેં મારા જીવનનું શું સાર્થક કર્યું ? ગૃહજીવન હું ભોગવી શકી નહિ. પતિની ધનલાલસામાં મારૂં જીવન રગદોળાઈ ગયું. ખેર. હજુય બાજી સુધારી શકાશે. સમાજ સેવા. મારી કેળવણી અને મારી બુદ્ધિશક્તિનો ઉપયોગ આમવર્ગની સ્ત્રીઓમાં પ્રચાર માટે જ નિર્માણ થયો છે.

મેનકાએ સેવાનો ભેખ ધારણ કર્યો. તે પિતાના ખાસ દોસ્ત પાસે ગઈ અને પોતાની હકીકત જણાવી.

" શું કહું છું ? તારી આ દશા ? અરે રામરામ ! ! "

પિતાના મિત્રને મેનકાની આવી સ્થિતિ જોઈ દયા આવી.

" હા કાકા. "

મેનકા તેમને કાકા કહેતી.

" ગભરાઈશ નહિ. તારા પિતા મરતાં મરતાં મને તારી સંભાળ રાખવાનું કહી ગયા છે. તારા પિતા વ્યવહારકુશળ હતા. કૃષ્ણલાલને જે મિલ્કત આપી હતી તે બધી આપી નહોતી. તારા નામે મારે ત્યાં બે લાખ રૂપિયા તમારાથી અજાણ રીતે મૂક્યા હતા. આ મિલ્કતનો ઉપયોગ-મેનકા તું દુઃખમાં આવી પડું ત્યારે તને જોઈતી રકમ આપવા માટે કરવા તારા પિતાએ કહ્યું હતું. તારા પિતાને

મારામાં વિશ્વાસ હતો એટલે જ તમારા બન્નેથી અજાણ્યુ રીતે આ રકમ મને સોંપી હતી. તને તારી એ રકમ આજે સુપ્રત કરૂં છું."

મેનકાના કાકાએ-પિતાના મિત્રે જણાવ્યું.

"ના કાકા. એ બધી રકમ તમારે ત્યાં છો રહી. મારે જોઇશે ત્યારે થોડી થોડી રકમ લઇશ."

"ભલે, પણ હવે તું શું કરીશ ?"

"હવે હું નિશ્ચિંત બની છું. કમાવાની ચિંતા નથી. સેવાનો ધર્મ સ્વીકારી લીધો છે અને સેવા કરતાં મારો ખર્ચ હવે કોઇને માથે પડશે નહિ. આટલી બધી રકમ હું મરૂં ત્યાર પછી પણ ચાલે તેટલી છે. મારે એકલીને હવે ખર્ચ કેટલો ? આમાંથી થોડી રકમ તો હું સમાજ કલ્યાણ માટે પણ ખર્ચી શકીશ. કાકા, મને મારી ખોવાયલી ચીજ મળી ગઇ. કોલેજમાં હતી ત્યારે સેવા કરવાનાં સ્વપ્ન સેવ્યાં હતાં. હવે તે સ્વપ્નોને સ્વપ્નમાં રાખવાં નથી. એને સફળ થયેલાં જોવાં છે." મેનકાએ પોતાનો નિર્ણય જણાવ્યો.

ને મેનકા જરૂર પુરતી રકમ લઇ પાછી ફરી. ઘેર આવી પોતાના નિર્ણય મુજબ આમવર્ગની સ્ત્રીઓમાં પ્રચારકાર્ય શરૂ કરી દીધું.

સાથે તાત્કાલીક જરૂરિયાતની દવાઓની પેટી લઇ મેનકા ગામડે ગામડે ફરવા લાગી. ગરીબોના લત્તાઓમાં ફરવું, તેમને બે સદબોધના બોલ કહેવા અને માંદાઓની માવજત કરવી એ તેનો જીવનક્રમ થઇ પડયો.

મેનકાની સેવાસુવાસ ટુંક વખતમાં દેશભરમાં પ્રસરી ગઇ.

મેનકાની ખ્યાતી સાંભળી કુમારે મેનકાને પોતાના ગામમાં આવી આમવર્ગની સ્ત્રીઓમાં પ્રચારકાર્ય માટે આમંત્રણ આપ્યું હતું.

## પ્રકરણ ૧૫ મું.

### મેનકાની મુલાકાત

મિત્રમંડળના આમંત્રણને માન આપી મેનકા આવી. મેનકાનો મુકામ કુમારને ત્યાં રાખવામાં આવ્યો હતો. ગામનું નામ મેનકાને પરિચિત લાગ્યું. કોઈ વખત આ ગામનું નામ સાંભળ્યું હોય યા વાંચ્યું હોય એમ યાદ આવ્યું. તે વિચારવા લાગી અને વર્ષો પહેલાંના બનાવ તેને સાંભળી આવ્યો.

"કોઈ જયશ્રીએ આપના ગામમાં કોઈ પુરૂષનું ખુન કરેલું ને?" મેનકાએ કુમારને પૂછ્યું.

કુમાર આ પ્રશ્ન સાંભળી વિચારમાં પડયો.

કુમારને વિચારમાં પડેલો જોઈ મેનકાએ કહ્યું, "હું તો સહજ જાણવા માગું છું."

"એ બહુ જુની વાત છે. જયશ્રીનો હજુ પત્તો નથી." કુમારે જણાવ્યું.

"એ પરણેલાં હતાં?"

મેનકા શા માટે જયશ્રીમાં આટલો ઊંડો રસ લે છે તે કુમારની સમજમાં ન આવ્યું. પણ જવાબ આપ્યો, "હા."

"એમના પતિ જીવે છે ?"

"ખબર નથી."

"જયશ્રીને પણ ?"

"જયશ્રીને તેનો પતિ છોડી ગયો અને તે કલકત્તામાં એક શ્રીમંતની કન્યાને પરણી ગયો, ત્યારપછી સમાચાર નથી."

કુમારે ટુંકમાં જણાવ્યું.

મેનકા ચોંકી. શું કૃષ્ણલાલ જ જયશ્રીના પતિ હશે ? આતુરતાથી ખાત્રી કરવા મેનકાએ પૂછ્યું, "એમના પતિનું નામ ?"

"કૃષ્ણલાલ."

"કૃષ્ણલાલ ?"

"હા."

"ઠીક" મેનકાએ ઊંડો નિસાસો નાખ્યો.

મેનકાને હવે વધુ પ્રશ્નો પૂછી ઊંડા ઉતરવું ઠીક ન લાગ્યું. મનોભાવ છુપાવી મેનકાએ સંસ્થાઓ જોવાની ઇચ્છા દર્શાવી.

કુમાર અને મેનકા સંસ્થાઓ જોવા ગયાં.

"આ બાલમંદિર." કુમારે બાલમંદિર પાસે આવીને કહ્યું.

મેનકાએ બાલમંદિરની મુલાકાત લીધી.

"બાળકોને તકલી કંતાવો છો ?"

મોટાં બાળકોને તકલી કાંતતાં જોઇ મેનકાએ પૂછ્યું.

"અહીં ફરજીયાત નથી. રસ હોય એ બાળકો કાંતે." કુમારે જણાવ્યું.

બાલમંદરની મુલાકાત બાદ મેનકા પુસ્તકાલયની મુલાકાતે આવી. રસ્તામાં ઠેરઠેર ભીંતપત્રો પર તાજા સમાચારો લખાયલા જોઈ મેનકાએ કહ્યું, "ઠીક પ્રગતિ સાધી છે."

"મંડળના સભ્યો રાતના પછાત વર્ગોના લત્તાઓમાં પ્રૌઢ શિક્ષણ

માટે જાય છે અને તેઓ તાજા બનાવોથી લોકોને વાકેફ કરે છે. બે રાત્રિશાળા ચલાવીએ છીએ." કુમારે વધુ માહિતી આપી.

"ઘણુંજ સુંદર." મેનકાએ પ્રશંસા કરી.

પુસ્તકાલય આવ્યું. બન્ને અંદર દાખલ થયાં. વાચનાલયમાં ઘણા વાંચતા હતા પણ એટલી શાંતિ કે જાણે કોઈ ત્યાં છેજ નહિ. વાચનાલય અને પુસ્તકાલયની વ્યવસ્થાએ મેનકાને મુગ્ધ કરી.

"ખુબ સુધારણા કરી છે. વાચનાલયમાં આટલી શાંતિ અને શિસ્ત હજુ સુધી મ્હેં કોઈ જગાએ જોયું નથી." મેનકાને પ્રશંસાજ કરવી રહી.

કુમાર પછી મેનકાને રેંટિયાગૃહમાં લઇ ગયો. રેંટિયાગૃહમાં ૨૦–૨૫ રેંટિયા ચાલતા હતા.

કુમારે કહ્યું, "રેંટિયાગૃહનો ૧૫૦ માણસો લાભ લે છે. વારાફરતી તેઓ આવે છે અને પોતાને જોઇતું કાંતી જાય છે. મંડળેજ રેંટિયા વસાવ્યા છે."

"સુંદર. ગામમાં સંચાબંચા તો હશે ને?" મેનકાએ ગ્રામોદ્યોગ તરફ લક્ષ રાખી પૂછ્યું.

"પહેલાં દળવા ખાંડવાનો એક સંચો હતો હવે મંડળે તે બંધ કરાવ્યો છે."

"અને તેલ?"

"તેલ ઘાણીનુંજ વપરાય છે."

"ગ્રામોદ્યોગ તરફ પણ મંડળ ધ્યાન રાખે છે એ સારૂં છે." મેનકાને મંડળના કામથી સંતોષ થયો.

મેનકા અને કુમાર તે પછી હાઇસ્કૂલ તરફ ગયાં.

શિક્ષકોને સંપૂર્ણ ખાદીમાં જોતાં મેનકાએ પૂછ્યું, "શું દરેક શિક્ષકે ખાદી પહેરવી ફરજીયાત છે?"

"શિક્ષકની કેળવણી વિષયક લાયકાત સાથે અમે ખાદી પહેરવાની એક વધુ લાયકાત રાખી છે." કુમારે જણાવ્યું.

તેઓ હાઇસ્કૂલના ઉદ્યોગ મંદિર નજીક આવ્યાં.

"વિદ્યાર્થીઓને ઔદ્યોગિક શિક્ષણની જરૂરિયાત પણ તમે ભૂલ્યા નથી." મેનકાએ અભિનંદન આપ્યું.

"અમે અભ્યાસક્રમ સાથે વિદ્યાર્થીઓને વ્યવહારમાં ઉપયોગી થાય તેવું શિક્ષણ આપીએ છીએ. શાળાના વખતની શરૂઆતમાં અમે આખી શાળાના વિદ્યાર્થીઓને એકત્ર કરી તેમના સામાન્ય જ્ઞાનમાં અને વ્યવહારમાં ઉપયોગી નીવડે એવાં ભાષણો આપવાની યોજના કરી છે. અમારો ઉદ્દેશ બાળકોને એકલું અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવાનું નથી પણ તેમને સાર્વત્રિક જ્ઞાન આપવાનો છે."

કુમારે અહીં અપાતી કેળવણીનો ઉદ્દેશ સમજાવ્યો.

"આ વ્યાયામ શાળા." કુમારે પાસેની વ્યાયામશાળા બતાવીને કહ્યું અને ઉમેર્યું, "વિદ્યાર્થીઓ સાથે શિક્ષકો પણ કસરત કરે છે."

"તમે શિક્ષકોને ય બાળક બનાવી દીધા ?" મેનકાએ મીઠી ટકોર કરી.

"શિક્ષકો બાળકો બને અને બાળકો શિક્ષક બને તોજ ધ્યેય સિદ્ધ થાય અને શિક્ષણનો હેતુ પાર પડે." કુમારે જવાબ આપ્યો.

સંસ્થાઓ જોઈ મેનકા અને કુમાર સાંજના ઘેર પાછાં ફર્યાં.

ગામની સફાઈ અને શહેરના ડામરના રસ્તાને પણ ભુલાવે એવા સુંદર અને સીધા રસ્તા જોઈ મેનકાએ પ્રશ્ન કર્યો, "ગામની સુઘડતા પણ મંડળજ જુવે છે ?"

"હા. ગામ પંચાયતમાં બધાય મંડળના જ સભ્યો છે. મંડળના સભ્યો, વિદ્યાર્થીઓ અને શિક્ષકો દર અઠવાડિયે જાતે ગામસફાઇ કરે છે. રસ્તા પરના ખાડા ટેકરા ઠીક કરે છે અને–"

કુમારને આગળ બોલતાં અટકાવી મેનકાએ કહ્યું, "–અને મને તો આ બધુ જોઈ અજાયબી લાગે છે."

મેનકાને એક ગામ આ રીતે સર્વ દિશામાં પ્રગતિ કરે એ

જોઈ સાનંદ આશ્ચર્ય થયું.

"એમાં અજાયબ થવાનું કંઈજ નથી. એકસંપી, સહકાર અને ભાઈચારો એનું જ આ મીઠું ફળ છે." કુમારે પ્રગતિનું મુખ્ય કારણ જણાવ્યું.

મેનકા મંડળની સાર્વત્રિક પ્રગતિ જોઈ મંત્રમુગ્ધ બની.

"મંડળની આર્થિક સ્થિતિ કેવી છે?" ઘરમાં પગ મુકતાં મેનકાએ મહત્વનો પ્રશ્ન કર્યો.

"સારી છે. તૂટ પડે પણ અમે જાતમહેનત કરી ખર્ચો ઓછો કરીએ છીએ. અમારી સંસ્થાઓમાં કચરોપુંજો કાઢવાનું કામ, પાણીની વ્યવસ્થા, ફેરાફાંટાનું કામ, કારકુની વિગેરે વિદ્યાર્થીઓ અને શિક્ષકો જાતેજ સંભાળી લે છે અને છતાં ખર્ચ ન પહોંચી વળાય તો અમે મંડળના સભ્યો ઘરમાંથી નાણાં ઉમેરીએ છીએ."

કુમારે મંડળની આર્થિક સ્થિતિ જણાવી.

"આટલા બધા સેવાભાવથી મંડળ ચાલે છે! હું મંડળને મારા અંતરના ધન્યવાદ આપ્યા શિવાય રહી શકતી નથી. મંડળની પ્રવૃત્તિઓથી હું ખુબ ખુશ થઈ છું અને મંડળને હું ૨૦ હજારની મદદ આપું છું." મેનકાએ સંસ્થાને મદદની જાહેરાત કરી.

કુમાર આવી કોઈ જાહેરાત માટે તૈયાર ન હતો. એક સેવિકા વીસ હજારની મદદ કરે એ માનવું પણ એને મુર્ખાઈભર્યું લાગ્યું. અત્યારસુધી ઘણાય મોટા માણસો અને શ્રીમંતો આ મંડળની મુલાકાતે આવી ગયા હતા. શ્રીમંત મુલાકાતીઓએ મંડળને ૧ હજાર રૂપિયા સુધીની મદદો આપી હતી. પણ આટલી મોટી રકમ મંડળને દાન કરવા તૈયાર થનાર સમાજસેવિકા મેનકા પ્રથમ હતી.

કુમારે મેનકાની જાહેરાત સંબંધમાં મૌન સેવ્યું. કુમારના મૌને પોતાની મદદ સ્વીકારી લીધાનું મેનકાએ માન્યું.

મંગલાએ જમવા માટે કુમારને બુમ પાડી.

કુમાર અને મેનકા જમવા ઉઠયાં.

"નરેન્દ્ર અને પ્રમીલાએ જમી લીધું ?" કુમારે પાટલા પર બેસતાં પૂછયું.

"હા. પણ નરેન્દ્ર અને પ્રમીલા આખો દિવસ ઝગડે છે." મંગલાએ નરેન્દ્ર અને પ્રમીલાનું તોફાન ગમવા છતાં અણગમો બતાવતાં ફરિયાદ કરી.

"તો બા બન્નેને સાથે બાંધી દેને. એમને કહી દે કે તમારા બન્નેનો વિવાહ કર્યો છે. સમજણાં થયાં છે એટલે શરમાઇને એક-બીજાંથી અળગાં રહેશે અને ઝગડતાં મટશે." કુમારે રસ્તો બતાવ્યો.

એટલામાં પ્રમીલા દોડતી રસોડામાં આવી.

પ્રમીલાએ મંગલાને ઉદ્દેશી કહ્યું, "બા, નરેન્દ્ર લખવા દેતો નથી અને કહે છે કે વાજુ વગાડ."

નરેન્દ્ર પણ ફરિયાદનો જવાબ આપવા હાજર થઇ ગયો. તેણે કહ્યું, "બા મને એ ગાય છે એ ખુબ ગમે છે. એટલે મ્હેં એને વાજુ વગાડવાનું કહ્યું. અને એટલામાં ખીજાઇને ફરિયાદ લઇ આવી. કહે એમાં મારો શો વાંક છે ?"

"નરેન્દ્ર, તારો વિવાહ અમે કર્યો છે." કુમાર મ્હોંમાં કોળીઓ મુકતાં બોલ્યો.

"મારો વિવાહ ?" નરેન્દ્રને આશ્ચર્ય થયું.

"હા. અને તે પ્રમીલા સાથે. તને પ્રમીલા ગમે છે ને ?"

કુમારે નરેન્દ્રનું આશ્ચર્ય દૂર કર્યું.

આ સાંભળી નરેન્દ્ર અને પ્રમીલા બન્ને શરમાઇ ગયાં.

નરેન્દ્ર શરમાઇને ચાલ્યો ગયો. પ્રમીલા ઉભી હતી ત્યાં ને ત્યાં ઉભી રહી.

મેનકા આ બધું જોયા કરતી હતી. મેનકાએ પ્રમીલાને કુમા-રની બ્હેન ધારી હતી. નરેન્દ્ર પોતાનો નાનો ભાઇ છે એમ કુમારે કહ્યું. પણ જ્યારે નરેન્દ્ર અને પ્રમીલાનો વિવાહ સંબંધ જાહેર કર્યો ત્યારે મેનકાએ સ્વાભાવિક રીતે પૂછયું, "પ્રમીલા કોની પુત્રી ?"

" જયશ્રીની " કુમારે જણાવ્યું.

કુમારના જવાબે મેનકાની શંકા દૂર કરી. જયશ્રી કૃષ્ણલાલની પત્ની. પ્રમીલા જયશ્રીની પુત્રી. પ્રમીલા મારી પુત્રી ખરી ને ?

કૃષ્ણલાલે જયશ્રીને ત્યક્તા બનાવી. એ જયશ્રી ખુની બની. મ્હને એ છોડી ગયો, હું સેવિકા બની. પ્રમીલાને અહીં જોઈ મેનકાને ખાત્રી થઇ કે જયશ્રી પણ આ ઘરમાં જ રહેતી હોવી જોઇએ.

જયશ્રી વિશે ઉંડી પુછપરછ કરવા જતાં કુમાર જવાબ આપતાં ખંચકાતો હતો. જો જયશ્રીનો ઇતિહાસ જાણવો હોય તો પોતે પ્રથમ પોતાનો ઇતિહાસ કુમારને જણાવી દેવો જોઇએ, એમ મેનકાને લાગ્યું.

મેનકાએ પ્રમીલાને રસોડાની બહાર જવા કહ્યું.

પ્રમીલા ગયા પછી મેનકા બોલી, ' કુમાર, મારે કેટલીક વાતો કહેવી છે. "

કુમારે મેનકા સામે જોયું. ૨૦ હજારનું દાન આપનારને શું કહેવું છે તે જાણવા તેની ઇંતેજારી વધી. તેણે કહ્યું, " કહો. "

મેનકાએ કુમાર અને મંગલાની સમક્ષ પોતાની કહાણી રજુ કરી.

" મેનકાબ્હેન, તમે જીવન જીત્યાં, જયશ્રી જીવન હારી ગઈ. "

મંગલાએ મેનકાનો ઇતિહાસ જાણી અભિપ્રાય આપ્યો.

" કેવી રીતે ? " મેનકાએ જયશ્રીનો ઇતિહાસ સાંભળવા પૂછ્યું.

મંગલાએ જયશ્રીનો ઇતિહાસ જણાવ્યો.

મેનકાએ જયશ્રીની હકીકત સાંભળી કહ્યું, " મંગલાબ્હેન, હું અને જયશ્રી બન્ને જીત્યાં. જયશ્રી પુરૂષજાતિ પ્રત્યે વેર લેવાના એને ધ્યેયે પહોંચી અને હું મારા સેવાના ધ્યેયે પહોંચી. "

પળવાર શાંતિ પ્રસરી.

મેનકાએ વિચાર કરી થોડીવારે કહ્યું, " કુમાર અમારાં ત્રણેના પાપના પ્રાયશ્ચિત રૂપે હું મંડળને ૫૦ હજારની મદદ આપું છું. પણ મારૂં નામ જાહેર કરવાની જરૂર નથી. કુમાર, મારી આટલી માગણી સ્વીકારશો ? "

કુમારે જયશ્રી અને મેનકાનું જીવન નિહાળી મેનકાની એ ગાગણી કબુલ રાખી.

મેનકા રાતના સ્ત્રીઓની સભામાં પ્રવચન આપી બીજે દિવસે વિદાય થઈ.

મેનકાએ ગામ છોડયા પછી ગામમાં વાત પ્રસરી કે મંડળને કોઈ અજાણી વ્યક્તિએ ૫૦ હજારની બાદશાહી રકમ રોકડ દેણગી કરી છે.

—

## પ્રકરણ ૧૬ મું.

### જીવન્ત નિબંધ

જયશ્રીના ચારિત્ર્ય સંબંધમાં ગામમાં થયેલા આક્ષેપો અને જયશ્રીએ નવલરામનું ખુન કર્યું અને તે નાશી ગઈ એ બનાવોએ પ્રમીલાને મુંઝવી મુકી હતી. કુમારને પોતાની માતા સંબંધમાં પૂછવા જતાં પોતાને કુમાર એ સંબંધમાં ચુપ રહેવા કહેતો. મંગલા કહેતી તું મોટી થઈશ ત્યારે જાણીશ. નરેન્દ્રની દશા આ બાબતમાં પ્રમીલા જેવી હતી. પણ નરેન્દ્ર અને પ્રમીલા આ પરિસ્થિતિના માપમાંથી એક વસ્તુ ખોળી શક્યા હતા કે જયશ્રી ચારિત્ર્યહીન છે.

પોતાની મા ચારિત્ર્યહીન, ખુની એ વિચારે પ્રમીલાની બુદ્ધિ બહેર મારી જતી. એનું મગજ કહ્યું કરતું નહોતું કે આનું થાય શું? કુમારે માતાને સનમાર્ગે દોરવા પ્રયત્ન કર્યો. મારૂં હિત જાળવવા કુમાર માતાને અહીં લાવ્યો. પણ મા? સંપૂર્ણ વિગતોના અભાવે પ્રમીલા માને ધીક્કારવી કે માને માટે દયા ખાવી એ નક્કી કરી શકી નહિ.

પ્રમીલા એક વખત શાળામાંથી આવી આવાજ વિચારમાં બેઠી

હતી. પાછળથી નરેન્દ્રે આવી તેની વિચારમાળામાં વિક્ષેપ પાડતાં કહ્યું, "શું કરે છે?"

પ્રમીલાએ જવાબ ન આપ્યો

"નહિ બોલે?"

પ્રમીલા મુંગી રહી.

નરેન્દ્ર તેની સામે આવી ઉભો.

"અરે! શી આફતના વિચાર કરે છે?" નરેન્દ્રે પ્રમીલાને હસાવવા પ્રયત્ન કર્યો.

પ્રમીલા તરફથી તેનો પ્રત્યુત્તર નહોતો.

"ઠીક. હું જાઉં છું." એમ કહી નરેન્દ્ર પ્રમીલાને એકલી છોડીને ગયો.

પણ પાછો બ્હાનું કાઢીને આવ્યો.

"પ્રમીલા, ત્હેં "સ્ત્રી અને પુરૂષ"નો નિબંધ તૈયાર કર્યો?" નરેન્દ્રે પૂછ્યું.

પ્રમીલાએ ઉંચું જોયું અને ડોકું ધુણાવી કહ્યું, "ના."

નરેન્દ્ર ઇન્ટરમાં અભ્યાસ કરતો હતો. નાતાલની રજાઓમાં તે આવ્યો હતો. પ્રમીલા મેટ્રિકમાં હતી. કુમારે મેટ્રિકના વિદ્યાર્થીઓને ગુજરાતીના વિષયના શિક્ષક તરીકે "સ્ત્રી અને પુરૂષ" નો નિબંધ લખવાનું સોંપ્યું હતું.

પ્રમીલાનો જવાબ સાંભળી નરેન્દ્રે પૂછ્યું, "તો તારે લખવો નથી?"

"ના."

"ના–ના–ના." નરેન્દ્રે ગુસ્સે થવાનો ડોળ કર્યો અને કહ્યું, "હું જાઉં છું ત્યારે."

"તને બોલાવ્યો હતો કોણે?" પ્રમીલાની જીભ ઉઘડી.

"ત્હેં."

"મ્હેં!"

" હા-હા. "

" જુઠ્ઠું. "

" સાચું છે. પ્રમીલા બોલ, તું મને પરણીશ ? " નરેન્દ્રે પૂછ્યું.

" ચારિત્ર્યહીન માતાની–એક ખૂની માતાની પુત્રીને તું પરણીશ ?" પ્રમીલાએ સામો પ્રશ્ન કર્યો.

" હા. પણ મારી શરતો સ્વીકારે તો. "

" બોલ જોઉં તારી શરતો. "

" ઘરમાં પુંજોકચરો કાઢવો પડશે, વાસણો માંજવાં પડશે. રસોઇ તૈયાર કરવી પડશે. હાથે દળવું ખાંડવું પડશે અને પાણી પણ ભરવું પડશે. " નરેન્દ્રે પ્રથમ શરત રજૂ કરી.

" હં. પછી ? "

" પછી ? " માથું ખંજવાળતાં નરેન્દ્રે કહ્યું, " પછી સવારમાં ચ્હા તૈયાર કરીને આપવી પડશે. " નરેન્દ્રે બીજી શરત રજૂ કરી.

" ઠીક. હવે કંઇ ? "

" હવે ? " નરેન્દ્ર યાદ કરવા લાગ્યો. તેણે ત્રીજી શરત રજૂ કરી." હું કોઇ વખત મારું ઝુંડું તેય સહન કરવું પડશે. "

" હવે કોઇ શરત રહી જાય છે ? "

" યાદ નથી. પણ આટલી તો ખરીજ "

" તો હવે મારી શરતો સાંભળો. " પ્રમીલાએ સામી શરતો રજૂ કરી.

" કહો. " નરેન્દ્રે આતુરતા બતાવી.

" તારી બધી સગવડ સાચવું પણ કોઇ વખત વહેલું મોડું થાય તો ગુસ્સે થવાનું નહિ "

" હં. હવે આગળ કહો. "

' માંદી પડું તો માવજત કરવી પડશે. "

" પછી ? "

"માંદગીને અંગે ઝાડા ઉલટી થાય તે સાફ કરવું પડશે?"

"હં. હવે કંઈ?"

"હા. જુઓ મારી સાથે લઢવા ઝગડવાનું નહિ."

પ્રમીલાએ છેલ્લી શરત રજૂ કરી.

"એ ન બને. મારે તો તારી સાથે આખો દિવસ ઝગડવા જોઇએ." નરેન્દ્રે ટીખળ કરતાં કહ્યું.

"તો આપણે તારી સાથે પરણવા તૈયાર નથી." પ્રમીલાએ સાફ વાત કહી દીધી.

"તો કોને પરણીશ ?"

"પરણું તો તને. બીજા કોઇને નહિ. પણ મારી શરત સ્વીકારવી જોઇએ. લડવા ઝગડવાનું નહિ અને મારવા ઝુડવાની વાત પણ નહિ."

પ્રમીલાએ પોતાની શરત સ્પષ્ટ કરી.

"મજાકમાં પણ મારવાનું નહિ? આવી રીતે—" એમ કહી હસતાં હસતાં નરેન્દ્રે પ્રમીલાના ગાલમાં એક હળવી ધોલ મારી.

"હુ તને નહિ પરણું જા" છણકો કરી પ્રમીલા ઉભી થઇ ગઇ અને જવા લાગી.

પ્રમીલાને જતાં રોકી નરેન્દ્રે કહ્યું, "તારે મારી સાથે જ પરણવું પડશે."

"મારો તું માલિક છે?" પ્રમીલાએ નરેન્દ્રને રસ્તો આપવા સુચના કરતાં કહ્યું.

"માલિક નહિ, મિત્ર, તારો જીવનસાથી. પ્રમીલા, તું અને હું એવો સંસાર રચીશું કે જ્યાં આપણી બન્નેની વચ્ચે વેરઝેર નહિ હોય. એકબીજા પ્રત્યે શંકા નહિ હોય. અદેખાઇ કે ઇર્ષાને સ્થાન નહિ મળે અને કદાચ મીઠો ઝગડો કરીશું તોય તેમાં પ્રેમનાં દર્શન હશે, ધિક્કારનાં નહિ. આપણે એકબીજાના અવગુણો કદાચ હોય- અને મનુષ્ય અપુર્ણ હોઈ કદાચ કોઈ અવગુણો હોય-તો તે નભાવી

લઈ આપણે અરસપરસના ગુણોને એ અવગુણોના પુરક બનાવીશું. આપણી એકબીજાની ખામીઓ હોય તો તે પ્રત્યે ઉદાર દૃષ્ટિથી નીહાળી તે આપણે એકબીજાના સાથ અને સહચારથી દૂર કરવા પ્રયત્ન કરીશું. પ્રમીલા, હું અત્યાર સુધી તારી સાથે ઝગડતો હતો તેમાં તને ચીડવીને આનંદ મેળવવાનો જ મારો હેતુ હતો. મને તારી પ્રત્યે પ્રેમ છે અને તેથી જ તને પજવતો હતો. જો તારી પ્રત્યે મને ધિક્કાર હોત, તારી પ્રત્યે અણુગમો હોત તો હું તને બોલાવવાનો ય પ્રયત્ન ન કરત. પ્રમીલા—"

નરેન્દ્રે પોતાના લગ્નજીવનની સૃષ્ટિની રચના પ્રમીલાને જણાવી.

"નરેન્દ્ર, પણ તું એક નાલાયક કહેવાતી માતાની પુત્રીને પરણીને સુખી થઈશ ? તારા મિત્રો, તારા સ્નેહીઓ તને ટોકશે કે પરણી પરણીને એક ખુની, ચારિત્ર્યહીન જયશ્રીની પુત્રીને પરણ્યો ? પાછળથી પસ્તાવો ન થાય એ જોજે" પ્રમીલાએ ચેતવણી આપી.

"પ્રમીલા, એ બધું જાણીને જ હું તને પરણવા તૈયાર થયો છું" નરેન્દ્રે ચેતવણીનો જવાબ આપ્યો.

"ઠીક. ચાલ હવે પેલો 'સ્ત્રી અને પુરૂષ' નો નિબંધ લખી નાખું." પ્રમીલાએ નિબંધ લખવા કાગળ અને પેન હાથમાં લેતાં કહ્યું.

"પ્રમીલા, જીવન્ત નિબંધ લખાઈ ગયો છે. હવે કાગળ પર લખવાની જરૂર નથી."

કુમાર જે શરૂઆતથી અત્યાર સુધી નરેન્દ્ર અને પ્રમીલાની વાતચીત સાંભળતો હતો તેણે બન્નેની સમક્ષ હાજર થઈ પ્રમીલાને ઉદ્દેશી કહ્યું.

પ્રમીલા શરમાઈને ચાલી ગઈ.

## પ્રકરણ ૧૭ મું.

### વેર

એક ભિખારણ જેવી સ્ત્રી શહેરના એક રસ્તા પર પસાર થઈ રહી હતી. ધ્યેય વગર તે આગળ પગલાં માંડી રહી હતી.

એક મોટર તેના આગળથી ઝડપથી પસાર થઇ. થોડે દૂર ગયા પછી તે મોટર તે ભિખારણ નજીક પાછી આવી.

મોટરમાંથી કોટપાટલુનમાં સજ્જ થયેલા ઉઘાડા માથાવાળો એક પુરૂષ ઉતર્યો.

"તું શું કરે છે?" પેલા પુરૂષે પૂછ્યું.

ભિખારણ તેની સામે જોવા લાગી.

"કંઇ નહિ." ભિખારણે જવાબ આપ્યો.

તારૂં નામ?"

"નામ?" ભીખારણ પોતાનું નામ ભૂલી ગઈ હોય એમ યાદ કરવા લાગી.

"નામ. નામ. હાં. હાં. માયા." તે ભિખારણે પોતાનું નામ જણાવ્યું.

"મારી સાથે આવીશ ?"

"ક્યાં ?"

"ફિલ્મ કંપનીમાં નોકરી કરીશ ? ટુંક વખતમાં તારું નામ મશહુર થઈ જશે." પેલા પુરૂષે લાલચ આપી.

"મને નોકરીએ રાખશો ?" આનંદમાં આવી માયાએ પૂછ્યું.

"હા. હા." કંપનીના પુરૂષે હા પાડી.

તે પુરૂષ મોડેલ ફીલ્મ કંપનીનો ડાયરેક્ટર કૃષ્ણુલાલ હતો. કૃષ્ણુલાલ માયાને મોટરમાં સાથે બેસાડી સ્ટુડીઓમાં લઇ ગયો.

કૃષ્ણુલાલ નોકરી કરતાં બચાવેલી રકમમાંથી વેપાર કરવા જતાં પાયમાલ થતાં મેનકાને ઉંઘતી મૂકીને ચાલ્યા ગયા પછી તે મિત્રોના આશરે ગયો હતો.

એક મિત્રે કૃષ્ણુલાલને સીનેમા લાઈનમાં ગોઠવી આપ્યો. કૃષ્ણુ-લાલના વેપારી મગજને શરૂઆતમાં આ લાઇનમાં ફાવ્યું નહિ પણ તેણે આ લાઈનમાં જ પોતાની બાકીની જીંદગી ગાળવાનો નિર્ણય કર્યો અને તે માટે એ લાઇનનો અભ્યાસ શરૂ કરી દીધો. મોડેલ ફીલ્મ કંપનીના માલિક સાથે એણે ગાઢ દોસ્તી જમાવી દીધી અને ધીમે ધીમે ફીલ્મ ડાયરેકશનનું કામ પોતાના હાથમાં લીધું, અને તે કામ તેને ફાવી ગયું.

ટુંક વખતમાં એક ચુનંદા ફીલ્મ ડાયરેક્ટર તરીકે કૃષ્ણુલાલની નામના થઇ. કોઇ નવા ચિત્રની શરૂઆત કરવી હોય ત્યારે તે ચિત્ર માટે યોગ્ય પાત્રો પસંદ કરવાની તેની કુનેહ પ્રશંસાપાત્ર નીવડી હતી. રસ્તે ફરતાં અને રખડતાં ભિખારીઓમાંથી તેણે પસંદ કરેલાં માણુ-સોને પોતાના ચિત્રોમાં અગાઉ ચમકાવ્યાં હતાં અને તેની આ પસંદગી સફળ નીવડી હતી.

ડાયરેક્ટર કૃષ્ણુલાલ એક ચિત્ર માટે આવાજ કોઈ ભિખારી-ઓની શોધમાં નીકળ્યો હતો. મોટરમાં જતાં તેની નજર માયા પર પડી અને માયાનું સૌંદર્ય અછતું ન રહ્યું.

માયાને જોતાં જ કૃષ્ણલાલે તેની પસંદગી કરી લીધી હતી.

માયાએ એક બે ચિત્રપટમાં કામ કર્યા પછી ચિત્રપટની દુનિયામાં તે ખુબ પંકાઇ. એના અભિનયે—એના સંગીતે સીનેમા પ્રેક્ષકોના હૃદયમાં સ્થાન મેળવી લીધું.

" વિજોગણ." નામના ચિત્રને માયાના અભિનયે અને મધુરાં સંગીતે એક યાદગાર ચિત્ર બનાવી મૂક્યું.

રમેશ શહેરમાં રેકોર્ડ કરતું " વિજોગણ " નું ચિત્ર જોઇ આવ્યો.

રમેશને એ ચિત્ર ખુબ ગમ્યું. કુંદન આ ચિત્ર જોશે તો તેને પ્રેમનાં દર્દ સમજાશે અને અભિનય પણ શીખશે એમ ધારી રમેશે કુંદન સાથે " વિજોગણ " ફરી જોવાનું નક્કી કર્યું.

પ્રેમલતાના તુચ્છકાર પછી પણ રમેશનો અભિનેત્રીઓ પ્રત્યે મોહ ઓછો થયો નહોતો. કુંદનને પોતાની રીતે સુધારવાના પ્રયત્નમાં તેને નિષ્ફળતા મળતી હતી છતાં એ પુરૂષાર્થ છોડયો નહોતો.

" કુંદન, આજ તો તારે મારી સાથે " વિજોગણ " ફિલ્મ જોવા આવવુંજ પડશે." રમેશે આગ્રહથી કહ્યું.

" ના તમારે જવું હોય તો જાવ. તમારે જોવી હોય તેટલી ફિલ્મ ધરાઇ ધરાઇને જુઓ અને મારા કરતાં ત્યાં તમને વધુ આનંદ આવતો હોય તો ભલે જાઓ."

કુંદને ફિલ્મ જોવા જવાની ના પાડી.

' તારે આવવુંજ પડશે." રમેશે પતિના હક્કથી ભાર મૂકીને કહ્યું.

" નહિ."

કુંદનનો નન્નો રમેશને ભારે લાગ્યો.

રમેશે વાત પલટાવતાં કહ્યું, " જો. હું તને " વિજોગણ " ની વાર્તા અને સંગીત ટુંકમાં જણાવું." વિજોગણ " માં માયા નામની એક અભિનેત્રી કુસુમના મુખ્ય પાત્રમાં વિયોગણ પ્રિયતમાના લેબાશમાં રજુ થાય છે. કુસુમને તેના પતિનો વિયોગ થયો છે. કુસુમ

વિયોગી પ્રિયતમના પ્રેમમાં ઝુરે છે. વિયોગની વેદનાથી પીડાતી કુસુમ પોતાના વેરાન બનેલા બાગમાં જાય છે. તે નીસાસા નાખતી એ ઉજ્જડ બનેલા બાગ તરફ જોઇ રહે છે અને ધીમે ધીમે,

**‘ પ્રિતમ બિન બાગ બન્યા સુના. ’**

એ કડી જુદા જુદા આલાપે ગાય છે.’’

રમેશે માયાના અભિનયની નકલ કરી ‘ પ્રિતમ બિન બાગ બન્યા સુના. ’ એ કડી જુદા જુદા આલાપે ગાઈ બતાવી અને આની શી અસર કુંદન પર થાય છે તે જોવા લાગ્યો.

પણ કુંદન તો પુતળાની માફક ઉભી રહી હતી.

રમેશે કુંદન તરફ જોઇ આગળ ચલાવ્યું, “ કુંદન, પછી કુસુમ એજ બાગમાં ફરતી ફરતી ગાય છે:—

**‘ પ્રેમ પુષ્પો કયાં ખીલ્યાં ?**
**કરમાવું જો તમને ગમ્યું. ”**

આ કડી પણ વિયોગી પ્રિયતમાનું હૃદય ધારણ કરી રમેશે અભિનય સાથે ગાઈ.

રમેશ કુંદન તરફ નિહાળી રહ્યો. કુંદન તેની સામે તાકી રહી.

રમેશે વાર્તા આગળ ચલાવી, “ કુસુમ બગીચામાં જલકુંડ પાસે આવે છે. તે પાણીમાં જુવે છે. પાણીની અંદર જોતાં તેનું પ્રતિબિંબ એમાં ઝીલાઇ જાય છે. ત્યા કુસુમ ગાય છે:–

**પ્રેમ જલમાં ઉઠી જ્વાલા,**
**વિજોગણી હું ઝુરા રહી. ”**

આ કડી ગાયા પછી રમેશે કુંદનને પૂછ્યું, કેમ કેવું મઝેનું સંગીત છે ?”

કુંદન રમેશનાં આ ટાયલાં પ્રત્યે બેદરકાર બનીને જ ઉભી હતી. એને જવાબ ન આપ્યો. રમેશ તાનમાં આવ્યો હતો. કુંદનની બેદરકારી તરફ ન જોતાં તેણે આગળ હાંકે રાખ્યું.

“ કુંદન, પછી એક દિવસ કુસુમ બાગમાં બેઠી હોય છે. બાગ

પણ ફળફુલ અને લીલાંછમ ઝાડપાનથી ખીલી ઉઠયો છે ત્યાં કુસુ- મનો પ્રેમી ઓચિંતો આવે છે—"

આટલું કહી કુસુમના પ્રેમી તરીકેનો ભાગ ભજવતો હોય એમ રમેશ કુંદન નજીક જાય છે

"—પાછળથી પ્રેમી કુસુમનો હાથ પકડી જોરથી દબાવે છે—" એમ કહી રમેશે પણ કુંદનના હાથ પકડયો.

" છોડો હાથ–" કુંદને હાથ છોડાવવા હાથ પાછો ખેંચવા માંડયો.

પણ રમેશે હાથ ન છોડતાં પકડી રાખી કહ્યું, " કુંદન, પછી કુસુમ ધડકતે હૃદયે પાછું જુવે છે. કુસુમને કરમાઈ ગયેલી જોઈ તેનો પ્રેમી પૂછે છે. " ખુબ કરમાઈ ગઈ, મારી કુસુમ."

કુસુમ શો જવાબ આપે છે તેની તને ખબર છે કુંદન ? કુસુમ કહે છે, " હવે પુર બ્હારમાં ખીલીશ. "

' વિજોગણ 'નો સાર કહ્યા પછી રમેશે કુંદનને કહ્યું, " કુંદન, મ્હેં તને જે અભિનય સાથે વાત રજુ કરી તે ત્હેં જોઈ અને સાંભળી. હવે માન કે તું એક વિજોગણ સ્ત્રી છે. એ પ્રમાણે અભિનય કુસુમ-માયાની માફક કર જોઈએ. "

" કુસુમની માયા લાગી છે ? " કુંદને ટાણો માર્યો.

" નહિ. માયાની મોહીની લાગી છે. "

" તો જાઓ માયા પાસે. તમને પ્રેમનાં ટાહ્યલાં કરી સંતોષશે. મારાથી તમે માગો છો એવાં ટાહ્યલાં નહિ થાય. "

કુંદને સાફ ના સુણાવી દીધી.

" કુંદન, તું હજુય ન સુધરી. " રમેશે નિષ્ફળતા કબુલી.

" હું ક્યારે અવળે રસ્તે ગઈ હતી તે તમે મને સુધારવા માગો છો ? "

" મારી કલ્પનાની પ્રણયમૂર્તિ તું ન બની શકી."

" બની ન શકી, તો તમે મેળવી શકો છો. હું એક આર્ય મહિલા છું. પ્રેમનાં નખરાં, તમે કહો છો એવાં પ્રેમનાં ટાહ્યલાં

મારાથી થઈ શકે એમ નથી. હા. માંદા પડો તો તમારી સેવા કરૂં અને તેય પ્રેમથી. તમારી બધી સગવડ સાચવું હોંશથી. પણ—"

"બસ બહુ થયું. આખો દિવસ ભગતડીની માફક ભજનો ગવાય છે અને હું સીનેમાનાં ગાયન શીખવાડું છું તે શીખવાં નથી અને ઉપરથી આમ સેવા કરૂં ને તેમ સેવા કરૂં એવાં નકામાં ટાળલાં શું કરવા કરૂં છું?" રમેશે છણકાઇને અણગમો વ્યક્ત કર્યો.

"મારે ચર્ચા કરવી નથી. તમને યોગ્ય લાગે તે કરો."

કુંદને ચર્ચામાં ઉતરવાની ના પાડી.

પ્રબોધની વર્ષગાંઠ હતી તેનો ઉત્સવ હતો. કુંદન હજુ સુધી પ્રબોધને ત્યાં ગઇ નહોતી. આ વર્ષગાંઠના ઉત્સવે શેઠ વનમાલીદાસે કુંદનને આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું. પણ કુંદનનું મન માનતું નહોતું.

રમેશે કહ્યું, "ત્હેં મારૂં જીવન ધુળમાં મેળવ્યું છે. ન કોઈ મિત્રને ત્યાં આવવું, નતો કોઈ મિત્ર ઘેર આવે ત્યારે બોલવું ચાલવું. કોઈ ઉત્સવમાં, કોઈ મેળાવડાઓમાં કે નાટક સિનેમાના કાર્યક્રમમાં ભાગ લેવો નહિ. કુંદન તારી આ વર્તણુંક અસહ્ય બનતી જાય છે."

પતિ પોતાથી અસંતુષ્ટ છે. પોતે પતિની ઇચ્છા પુરી કરી શકે એમ નથી. કુંદને જણાવી દીધું, "તમે બીજી સ્ત્રીથી સંતોષ મેળવી શકો છો."

"શું કહ્યું?" રમેશે ચમકારો કર્યો.

"હું ઠીક કહું છું. મારૂં શરીર ચુંથવાનો અધિકાર તમે પતિ તરીકે રાખ્યો છે એ ભલે ભોગવો. પણ મારા દીલમાં ઉત્સાહ નથી. મારા દીલનો માલિક કુમાર છે, તમે નહિ."

કુંદને પરણ્યા પછી આજ પહેલી જ વાર રમેશની આગળ દીલની વાત ખોલી.

"ઓહ! આટલા વર્ષો થયાં હજુય તારા દીલમાં કુમાર બેસી રહ્યો છે. ઝોડ થઇને વળગ્યો છે કે શું? હં. તને કુમારના દીલનું ભુત વળગ્યું છે. ઠીક. હવે સમજાયું તારૂં વર્તન. પતિને છેતરનારી

તું આર્ય મહિલા કહાવે છે. ખબર છે કે આર્યપત્ની પરણ્યા પછી પતિને જ જુએ છે, બીજા કોઇને નહિ." રમેશે કુંદનને આર્ય પત્નીનો ધર્મ સમજાવ્યો

"હા. ખબર છે. પણ મારૂં ને તમારૂં લગ્ન એ દેહલગ્ન છે; આત્મા આત્માનું લગ્ન નથી. દેહલગ્નથી જોડાયલા છો એટલે દેહની માલકી તમારી છે, કુમારની નહિ."

કુંદને લગ્નનો અર્થ કર્યો.

રમેશ હવે સંપૂર્ણ રીતે કુંદનથી હતાશ પામી ગયો.

"ઠીક. પણ હવે તું આજે પ્રબોધને ત્યાં આવવાની છું કે નહિ?" રમેશે બેદરકાર બની પૂછ્યું.

"શેઠ વનમાલીદાસે ખાસ કહાવ્યું છે એટલે આવીશ."

કુંદને જણાવ્યું.

રમેશ અને કુંદન પ્રબોધને ત્યાં ગયાં. પ્રબોધે બન્નેને સત્કાર્યા. કુંદન પાર્ટીમાં ન બેસતાં બંગલામાં ચાલી ગઇ.

"અભિનંદન, મી. પ્રબોધકુમાર" રમેશે અભિનંદન આપ્યું.

"આભાર. કુંદન હજુય એવીને એવી રહી."

પ્રબોધે કુંદનને બંગલામાં જતાં ઝીણી આંખે જોઇ પૂછ્યું.

"એનું નામ ન દેશો. હું થાક્યો." રમેશે કંટાળ્યાભર્યા અવાજે જવાબ આપ્યો.

"માયાને ત્હેં જોઈ?" પ્રબોધે વાત ફેરવી.

"હા."

"હું 'વિજોગણ' મારા હેતુ માટે છ વાર જોઇ આવ્યો." પ્રબોધે પૂછવાનો હેતુ જણાવ્યો.

"હેતુ આનંદનો હશે. એ ફિલ્મ વારંવાર જોવી ગમે એવી છે." રમેશે પોતાની દષ્ટિ રજૂ કરી.

"ઉંહું. એ જયશ્રી છે. "વિજોગણ" જોઇ ખાત્રી કરી આવજે." પ્રબોધે ધડાકો કર્યો.

રમેશ ચમકયો. તેણે માયાને પોતાની નજર આગળ કલ્પી યાદદાસ્ત તાજી કરી તો સમજાયું માયા અને જયશ્રીનો ચહેરો ખુબ જ મળતો આવે છે.

પ્રબોધને પહેલી વખત 'વિજોગણુ' જોતાં માયા જયશ્રી હોવાની શંકા આવી હતી અને વધુ વખત એ ફિલ્મ જોઇ ખાત્રી કરી હતી. પ્રબોધને થયું કે જયશ્રી પ્રત્યે વેર લેવાની આ સારી તક છે.

" સાચું કહું છું કે માયા એ જયશ્રી છે ? " રમેશે ખાત્રી કરવા પૂછયુ.

" હા. ખબર છે ને કે જયશ્રીએ નવલરામનુ ખુન કર્યું એ તો જાણીતી વાત છે. પોલીસ ખાતુ એની શોધ માટે આકાશપાતાળ એક કરે છે પણુ તેનો પત્તો લાગતો નથી. જયશ્રીનો ફોટો પણુ મળી શકતો નહિ હોવાથી પોલીસખાતાની મુસ્કેલી વધી છે. જયશ્રીના " માયા " તરીકેના ફોટાઓએ તો આજે સિનેમા પ્રેક્ષકોના ઘરઘરમાં સ્થાન જમાવ્યું છે પણુ માયા એ જયશ્રી છે એ ઘણા ઓછા જાણુતા હશે. "

પ્રબોધે માયા એ જયશ્રી હોવાની શોધ દ્દઢતાથી રજૂ કરી.

" તારી બુદ્ધિ, તારી શોધ પોલીસખાતાને મદદગાર થશે. "

રમેશે તેની આ શોધ માટે પ્રબોધને ધન્યવાદ આપી સુચના કરી.

" મ્હેં પોલીસમાં છુપી તપાસ માટે આ હકીકત રજુ કરવાનો નિર્ણય કર્યો છે. " પ્રબોધે જણાવ્યું.

પોલીસખાતુ જયશ્રીની શોધ માટે સખત પ્રયાસો કરી રહ્યું હતું પણુ સફળતા મળતી નહતી. શરૂઆતમાં તેની ચાંપતી તપાસ કર્યા પછી પત્તો નહિ લાગવાથી પોલીસખાતાએ એ વાત ઘડીભર વીસારી દીધા હતી. પણુ પ્રબોધે મોડેલ ફિલ્મ કંપનીની મશહુર અભિનેત્રી માયા એ જ નવલરામની ખુની જયશ્રી છે એવી હકીકત હિંમતભેર રજુ કરતાં પોલીસખાતામાં જયશ્રીની શોધ માટે ફરી ચમક પેદા થઈ.

છુપી તપાસ શરૂ થઈ ચુકી. મોડેલ ફિલ્મ કંપનીમાં પોલીસ-ખાતાના જાસુસો કામે લાગી ગયા. માયાએ કોઇને ય પોતાનો પાછલો ઇતિહાસ કહ્યો નહોતો. કોઈ પૂછતું તો માયા કહેતી, " મારાં માબાપ રસ્તાનાં ભીખારી હતાં. હું પણ રસ્તાની ભિખારણ છું. ભિખ માગતી પસાર થતી હતી ને મને અહીં લાવવામાં આવી."

ડાયરેક્ટર કૃષ્ણલાલને માયા જયશ્રી હોવાની શંકા આવી હતી. પણ માયા પોતે એક ભિખારણની છોકરી હોવાનું જણાવતાં અને જયશ્રીને જોયાને ઘણાં વર્ષો પસાર થઈ ગયાં હોવાથી કૃષ્ણલાલની શંકા મજબુત બનતી નહોતી. એટલું લાગ્યું કે જયશ્રી અને માયાના ચહેરામાં મળતાપણું ખુબ છે. પણ દુનિયામાં એકસરખા મળતા આવતા ચહેરાના માનવીઓ ક્યાં નથી હોતા ? એ વિચારે કૃષ્ણલાલ માયાની વધુ પુછપરછ કરતો નહિ.

પણ કૃષ્ણલાલે છેલ્લી તપાસ કરી જોવા નિર્ણય કર્યો.

" માયા, તું ભિખારણની પુત્રી છે પણ મારી દશા ય ખરાબ છે."

એક દિવસ કૃષ્ણલાલે વાત કઢાવવાના હેતુથી જયશ્રીને પૂછ્યું.

" આપને શું દુઃખ છે ? પૈસો છે, બંગલો છે, મોટરો છે, લ્હેર છે." માયા હસી.

" મારે જયશ્રી નામની પત્ની છે." કૃષ્ણલાલે માયાના મ્હોં સામું નીહાળી કહ્યું.

" મ્હેં તો જોયાં નહિ ?" માયાએ પૂછયું.

" તને ખબર નહિ હોય. જયશ્રીને છોડીને હું બીજીને પરણ્યો. જયશ્રી રસ્તો ભુલી અવળે માર્ગે ગઈ. એણે નવલરામ નામના એક શખસનું ખુન કર્યું."

કૃષ્ણલાલ માયાન મ્હોં પરના ભાવ જોવા અટક્યો. પણ માયાના મ્હોં પર એના શબ્દોની ધારી અસર થઈ નહિ.

માયાએ પૂછ્યું, " એને કંઈ શિક્ષા તો થઈ હશે ?"

"ના. જયશ્રી ખુન કરીને નાશી ગઈ છે ત્યાર પછી એનો પત્તો નથી." કૃષ્ણલાલે જણાવ્યું.

"એ જો મને મળે તો હું પોલીસને સ્વાધીન કરી દઉં." માયાએ કહ્યું.

"શું કહ્યું ?" કૃષ્ણલાલે ચમકીને પૂછ્યું.

પણ માયાએ કૃષ્ણલાલને વધુ ચમકાવતાં કહ્યું, "ખરૂં કહું છું. એક પુરૂષનુ ખુન કરવાનો જયશ્રીને અધિકાર કયો ? કોણે એવો અધિકાર જયશ્રીને આપ્યો ? શા માટે આપ્યો ?"

આ વાતચીતમાં કૃષ્ણલાલ કંઈ સમજી શકયો નહિ, ખોળી શકયો નહિ.

ડાયરેકટર કૃષ્ણલાલ 'વેર' નામનું નવું ચિત્રપટ તૈયાર કરી રહ્યા હતા. આ ચિત્રમાં મૂખ્ય ભૂમિકા માયાની હતી. આ ચિત્રમાં એક સ્ત્રી પતિના પાપકર્મોનું વેર લેવા જતાં આખી પુરૂષ જાતિ પ્રત્યે નફરત કરે છે અને છેવટે પતિનું ખુન કરે છે.

પોલીસના જાસુસો માયા વિશે કંઈ ખાસ હકીકત કંપનીમાંથી મેળવી શકયા નહિ પોલીસ અમલદારે જાતે તપાસ કરવાનો નિર્ણય કર્યો. તે સ્ટુડીઓમાં ગયો અને ડાયરેકટર કૃષ્ણલાલને મળ્યો.

પોલીસ અમલદારે કહ્યું, "માયા પર ખુનનો આરોપ છે."

કૃષ્ણલાલ ચોંક્યો. વાત કદાચ સાચી હોય તો પણ જો માયા અત્યારે પકડાઇ જાય તો 'વેર' ચિત્ર અધુરૂં રહેશે અને કંપનીના પૈસાનું પાણી થશે. 'વેર' ચિત્ર ધુમ કમાણી આપે એવું હતું.

"કોના ખુનનો ?" કૃષ્ણલાલે અજાયબી છૂપાવતાં પૂછયું.

"માયા એ જયશ્રી છે. જયશ્રીએ નવલરામનું ખુન કર્યુ છે."

પોલીસ અમલદારે કૃષ્ણલાલને ચોંકાવનારી છતાં માયાને જયશ્રી માની જ લઇ વાત કરી.

"નહિ" કૃષ્ણલાલે ના પાડી.

"એ તમારે ત્યાં કેટલા વખતથી છે?" પોલીસ અમલદારે ઉલટ પ્રશ્ન પૂછયો.

કૃષ્ણલાલે નવલરામનું ખુન થયાની મુદત ગણી એક વર્ષ ઉમેરીને કહ્યું, "આજ છેલ્લા ચાર-પાંચ વર્ષથી તે અહીં કામ કરે છે."

"પરડા પર તો બે જ વર્ષથી દેખાય છે." પોલીસ અમલદારે કારણ માગ્યું

"હા. પણ પહેલાં તે અમારે ત્યાં બે છુટક પરચુરણ કામ કરતી પણ પાછળથી એની ચપળતા જોઈ અમે એને પરડા પર ચમકાવી." કૃષ્ણલાલે યુક્તિપૂર્વક જવાબ દીધો.

પોલીસ અમલદારે માયાને બોલાવવા કહ્યું.

કૃષ્ણલાલ માયાને બોલાવી લાવ્યો અને સઘળી હકીકત કહી કેટલીક સુચનાઓ આપી.

"માયા દેવી, સાચું કહો કે આપ કોણ છો?" પોલીસ અમલદારે માયાની ઝડતી લેવા માંડી.

"હું સ્ત્રી છું એ સાચામાં સાચી હકીકત છે." માયાએ સત્યજ હકીકત રજૂ કરી.

પણ પોલીસ અમલદારે છંછેડાઇને કહ્યું, "એ તો હું જોઈ શકું છું."

"તો પછી આપ શું પૂછવા માગો છે?"

"આપનું ખરૂં નામ માયાદેવી જ છે?"

"સારી દુનિયા જાણે છે કે મારૂં નામ મીસ માયાદેવી છે."

"ઠીક, આપ પહેલાં શું કરતાં હતાં?"

"રસ્તાની ભિખારણ હતી."

"હં અહીં આવે કેટલાં વર્ષ થયાં?"

"લગભગ પાંચ વર્ષ થવા આવ્યાં."

કૃષ્ણલાલે શીખવ્યા મુજબ માયાએ જવાબ આપ્યા.

પોલીસ અમલદાર ગુંચવાયો. પ્રબોધને સાથે તેડી લાવી વધુ તપાસ કરવાનો નિર્ણય કરી તે પાછો ફર્યો.

કૃષ્ણુલાલે આ પ્રસંગ પછી 'વેર' ચિત્ર જલદી પુરૂં કરી નાખ્યું.

ને થોડા દિવસ બાદ વર્તમાનપત્રોના પાને એવા સનસનાટીભર્યા સમાચાર પ્રસિદ્ધ થયા કે, 'મોડેલ ફિલ્મ કંપનીના ડાયરેક્ટર કૃષ્ણુલાલનું ભેદી ખુન–મશહુર અભિનેત્રી માયા ગુમ થઇ.'

આ સમાચારે ભારે ખળભળાટ મચાવ્યો. પોલીસખાતુ ચોંકી ઉઠ્યું. જે માયા માટે તપાસ ચાલતી હતી તે માયા ગુમ થઈ અને કૃષ્ણુલાલનું ખુન થયું.

પ્રબોધે આ સમાચાર વાંચી મક્કમ અભિપ્રાય બાંધ્યો કે માયાજ જયશ્રી છે અને કૃષ્ણુલાલ કે જે તેનો પતિ હતો તેનું ખુન જયશ્રીએ–માયાએ જ કર્યું હોવું જોઇએ.

પ્રબોધે પોતાનો આ અભિપ્રાય પોલીસખાતાને જણાવ્યો.

પોલીસખાતાની શંકા પણ વધુ મજબુત બની કે આ વાત સાચી હોય તો માયા જ જયશ્રી હોવી જોઇએ.

## પ્રકરણ ૧૮ મું.

## એકરાર

મશહુર ડાયરેક્ટર કૃષ્ણુલાલનું 'વેર' ચિત્રપટ પુરૂં કર્યા પછી ખુન થવું અને જાણીતી અભિનેત્રી માયાનું ગુમ થવું આ બન્ને બનાવોએ 'વેર' ચિત્રની પુરતી જાહેરાત કરી મુકી હતી.

પ્રબોધના શહેરમાં આજે 'વેર' ચિત્ર રજુ થવાનું હતું. આ ચિત્રનું ઉદ્દ્‌ઘાટન શ્રીમતિ મેનકાદેવીના હસ્તે કરાવવાનું સીનેમા માલિકે યોજ્યું હતું. એક તો 'વેર' જેવું વિખ્યાત બનેલું ચિત્ર અને તેની ઉદ્દ્‌ઘાટન ક્રિયા જાણીતાં સ્રી નેતા શ્રીમતિ મેનકાદેવીના હસ્તે થવાની હતી એટલે થીએટર પર પ્રેક્ષકોનો ધસારો પણ જબરો હતો.

વખત પહેલાં બે ત્રણ કલાક અગાઉથી ટિકિટ ઓફિસ પર પ્રેક્ષકોનો દરોડો પડયો. ઘણા પ્રેક્ષકોએ ગીરદીથી બચવા અને જગા મેળવવા અગાઉથી જ ખેલની ટિકિટો રીઝર્વ કરાવી લીધી હતી.

એક ભિખારણ આ ચિત્ર જોવા આવી હતી' તેનું માથું બોડું હતું. ગાલે છુંદણાં પડયાં હતાં. કપડાં સાધારણ હતાં.

ટિકિટ ઓફિસ બંધ થવાની તૈયારીમાં હતી તેવામાં આ ભિખારણ ટિકિટ ઓફિસ પાસે ગઈ અને ટિકિટ માગી.

ટિકિટ આપનારે કહ્યું, " કોઈ પણ વર્ગમાં જગા નથી."

" તમે કહો તેટલા પૈસા આપું. તમારે મને જગા આપવીજ પડશે." તે ભિખારણે મક્કમતાથી કહ્યું.

" હું દીલગીર છું." ટિકિટ માસ્તરને આ ભિખારણ ગાંડી લાગી.

" ૧૦૦ રૂપિયા આપું છું. જગા આપશો?" ભિખારણે ટિકિટનો ભાવ વધાર્યો.

ટિકિટ માસ્તરને આ ભિખારણ શ્રીમંત લાગી. આ લલચાવનારી રકમ સાંભળી તેનું દીલ નરમ થયું પણ માલિકની ઇચ્છા વગર તે કંઈ કરવા તૈયાર નહોતો. ટિકિટ માસ્તરે નોકરને મોકલી શેઠને બોલાવ્યા.

ટિકિટ માસ્તરે શેઠને કહ્યું, " આ ભિખારણ ૧૦૦ રૂપિયા આપી ટિકિટ માગે છે."

શેઠે ભિખારણ તરફ જોયું અને બેદરકારીથી કહ્યું, " જગા નથી."

" ૨૦૦ રૂપિયા આપું?" ભિખારણે પાછો ટિકિટનો ભાવ વધાર્યો.

" હું દીલગીર છું." શેઠને ભિખારણ વિચિત્ર લાગી.

" ૫૦૦ રૂપિયા આપું. બોલો હવે જગા આપશો? નહિ તો હું પાછી જાઉં છું. મારે આજ મેલમાં જવું છે." ભિખારણે છેલ્લી માગણી કરી.

શેઠને લાગ્યું કે આ ભિખારણ જો ખરેખર ૫૦૦ રૂપિયા આપે તેમ હોય તો લઈ લેવા સારા છે. એ જો એટલી શ્રીમંત હોય તો જરૂર કોઈ એ ભિખારણમાં ભેદ હોવો જોઈએ. પણ શેઠે ઉંડા ન ઉતરતાં એ રકમ મળે તો સ્વીકારી લેવા યોગ્ય ધારી જવાબ આપ્યો, " પણ એક ખુણામાં બેસવું પડશે."

" ભલે." ભિખારણે ૫૦૦ રૂપિયાની નોટો શેઠના હાથમાં મૂકી.

અને આ આખાય ચિત્રગૃહમાં સૌથી ભારે ટિકિટ ખરીદનાર શ્રીમંત ભિખારણ એક ખુણામાં ગોઠવાઈ ગઈ.

મેનકાના આગ્રહથી કુમાર આ ચિત્રની ઉદ્‌ઘાટન ક્રિયાના પ્રસંગે પોતાની સાથે આવ્યો હતો. મેનકાને કાને એવી વાત આવી હતી કે માયા એજ જયશ્રી છે. એટલે મેનકાએ ખાસ આગ્રહ કરી હેતુ-પુર્વક આ પ્રસંગે કુમારને બોલાવ્યો હતો. જે ડાયરેકટર કૃષ્ણલાલનું ખુન થયું હતું એ પોતાના પતિ હતા એ વાત મેનકાની ધ્યાનમાં આવી ગઇ હતી.

પોલીસ ખાતાના જાસુસો પણ આ પ્રસંગે ઘુસી ગયા હતા કે રખેને ચિત્રગૃહમાંથી કોઈ પ્રકાશ ફેંકતી હકીકત મળી આવે. જ્યાં જ્યાં ' વેર ' ચિત્ર ચાલતું હતું ત્યાં ત્યાં દરેક ઠેકાણે પોલીસની જાસુસી શરૂ થઇ હતી.

વખત થતાં ' વેર ' ચિત્ર શરૂ થયું.

પરદા પર માયા—' વેર ' ચિત્રમાં મુખ્ય ભૂમિકા ભજવનાર માયા દેખાતાં કુમાર ચમકયો. તેણે ધારી ધારીને જોતાં ખાત્રી થઈ કે માયા એજ જયશ્રી છે.

મેનકાએ અગાઉ જયશ્રીને કોઇ દિવસ જોઇ ન હતી એટલે મેનકાએ ચિત્ર પુરૂ થયા પછી કુમારને પૂછવાનું મુલતવી રાખ્યું હતું.

પણ કુમારે જ મેનકાને ધીમેથી કહ્યું, " માયા એજ જયશ્રી. "

મેનકાને પોતાની સાંભળેલી હકીકત સાચી હોવાની ખાત્રી થઇ.

પાસેજ છુપી પોલીસનો એક વડો અમલદાર બેઠો હતો. તેને કાને કુમારના શબ્દો અથડાયા.

" મેનકાદેવી, આ માયાએ કૃષ્ણલાલનુ ખુન કર્યું હોય એવી લોકવાયકા છે. " સાદા પોશાકમાં સજ્જ થયેલા છુપી પોલીસના આ વડા અમલદારે મેનકાને ઉદ્દેશી વાત શરૂ કરી.

" હાં—હાં. લોકવાયકા તો છે પણ પુરાવો કયો છે ? " મેનકાએ પુરાવા વગર લોકવાયકાને સંગતિ આપવાની ના પાડી.

"અરે બીજી પણ અફવા છે કે માયા એ જયશ્રી છે કે જેણે નવલરામનું ખુન કર્યું છે." છુપી પોલીસના અમલદારે વાત ચકાસી જોવાના હેતુથી આગળ ચલાવ્યું.

"બનવાજોગ છે." મેનકાએ અસ્પષ્ટ સંમતિ આપી.

ઈન્ટરવલ પડયો.

મેનકા અને કુમાર ચિત્રની ઉદ્દ્ઘાટન ક્રિયા માટે સ્ટેજ પર આવ્યાં.

પ્રબોધે અને પેલી ભિખારણે એ બન્નેને જોયાં.

સીનેમા માલિકે મેનકાનો પરિચય આપી ચિત્રની ઉદ્દ્ઘાટન ક્રિયા કરવા વીનંતી કરી.

મેનકા ઉભી થઈ.

ચિત્રને ખુલ્લું મૂકતાં મેનકાએ જણાવ્યું, "હું કશીય છુપી વાત જાહેર કર્યા શિવાય કહું છું કે 'વેર' ચિત્રપટમાં આપ એક સ્ત્રીને પુરૂષ જાતિ પ્રત્યે વેર લેવા તલસતી જુવો છો. અને ચિત્રને અંતે તે સ્ત્રીને પતિનું ખુન કરતી જોશો. એ રૂપેરી પરદા પરની કલ્પિત વાર્તા દુનિયાની વિશાળ રંગભૂમિ પર આલેખાયલી છે. જ્યારે છુપી વાતો બહાર આવશે ત્યારે દુનિયા એ જોશે. હું સીનેમા માલિકને આ પ્રસંગે કુમારને બે શબ્દો કહેવા દેવા વીનંતી કરૂં છું."

છુપી પોલીસના માણસોને મેનકાનું ભાષણ સાંભળી લાગ્યું કે આજે નવલરામ અને કૃષ્ણલાલના ખુન પર પ્રકાશ ફેંકતી હકીકતો જાણવા મળશે.

ભિખારણ મેનકાને સાંભળી હસી રહી હતી.

કુમાર ઉભો થયો. સૌની મીટ તેના તરફ મંડાઈ. સૌને એમ લાગ્યું કે 'વેર'નું સાચું ચિત્ર હવે જોવા મળશે–સાંભળવા મળશે.

શેઠની પરવાનગી મળતાં કુમારે પોતાનું ભાષણ શરૂ કર્યું:—

"શ્રીમતી મેનકાદેવી, શેઠ સાહેબ, ભાઈઓ અને બ્હેનો,

"આ પ્રસંગે મને બે શબ્દ બોલવા દેવાની પરવાનગી આપવા

માટે હું શેઠ સાહેબનો આભાર માનું છું અને સૌને વીનંતી કરૂં છું કે કદાચ મારૂં ભાષણ સ્હેજ લંબાય તો આપ અધીરા ન બનશો."

શ્રીમતી મેનકાદેવીએ 'વેર' ચિત્ર ખુલ્લુ મૂકતાં જ ઉદ્ગારો કાઢયા છે એ સાચા છે."

ભિખારણ સાવધ બની. છુપી પોલીસના માણસો કાન સતેજ કરી હવે કુમાર શું કહે છે તે સાંભળવા લાગ્યા. પ્રેક્ષકોની પણ આતુરતા વધી.

કુમારે આગળ ચલાવ્યું, "એ તો જગજાહેર વાત છે કે નવલરામનું ખુન જયશ્રીએ કર્યું છે. ખુન કર્યા પછી જયશ્રીનો પત્તો નહોતો પણ આજે હું પ્રથમ વાર 'વેર' ચિત્રમાં માયાને જોઉં છું ત્યારે મારી ખાત્રી થાય છે કે માયા એ બીજી કોઈ સ્ત્રી નહિ પણ જયશ્રી છે."

માયા એ જયશ્રી છે એ વાતની શંકા હવે પોલીસના માણસોને રહી નહિ.

કુમારે કહ્યું, "ભાઈઓ, મોડેલ ફિલ્મ કંપનીના ડાયરેકટરનું ખુન થયું છે અને માયા ગુમ થઈ છે એ વાતને અરસપરસ સંબંધ છે. દુનિયા કદાચ નહિ જાણતી હોય કે માયા કે જે જયશ્રી જ છે એ માયા કૃષ્ણલાલની પ્રથમ પરણેતર સ્ત્રી છે—"

પોલીસ અમલદારોની કુમાર આગળ શું કહે છે તે સાંભળવાની અધીરાઈ વધી પડી.

કુમારે સૌની અજાયબી વચ્ચે કહ્યું, "ભાઈઓ અને બ્હેનો, તમે ચિત્રમાં માયાને પુરૂષજાતિ પ્રત્યે વેર લેવા તલસતી સ્ત્રીની ભુમિકામાં જુઓ છો એ માયા—એ જયશ્રી અંતરથી પુરૂષજાતિ પ્રત્યે વેર લેવા તલસી રહી છે. કૃષ્ણલાલ જયશ્રીને તરછોડી ગયો ત્યાર પછી એ વેર લેવા તલસતી હતી અને માયાએ—જયશ્રીએ 'વેર' ચિત્ર પુરૂં કર્યાં પછી ચિત્રની ભૂમિકા સાચી રીતે ભજવી

પોતાના પતિ ડાયરેક્ટર કૃષ્ણુલાલનું ખુન કર્યું હોય એવો મારો પ્રામાણિક મત છે પણ એના પુરાવા શિવાય હું ચોક્કસ કહી શકું નહિ."

કુમારની આ હકીકત પોલીસના માણસોને વજનદાર અને ઉપયોગી જણાઇ. પણ માયાનો પત્તો મેળવવો કેવી રીતે?

કુમારે દર્દભર્યા ગંભીર અવાજે આગળ ચલાવ્યું, "દુનિયા એ પણ સાથે સાથે જાણી લે કે ખુની અને ચારિત્ર્યહીન જયશ્રીનો હું ભાઇ છું."

કુમારના આ ઉદ્‌ગારો સાંભળી ભિખારણનું મન કુમાર પાસે દોડી જવા લલચાયું. તેણે કુમારને મનમાં ધન્યવાદ આપ્યા, 'કુમાર, તું જ પુરૂષ છે કે મારા જેવી ખુની અને ચારિત્ર્યહીન સ્ત્રીનો જાહેરમાં પણ ભાઇ તરીકે જાહેર થતાં અચકાતો નથી. કુમાર, તું કર્મયોગી છે."

કુમારે પોતાનું ભાષણ ચાલુ રાખી આગળ જણાવ્યું, "વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને મારી વીનંતી છે કે તેઓ મારા ભાષણને સંપૂર્ણ ન્યાય આપે. કારણ એમાં સમાજનું હિત છે. મારી હકીકત જો જયશ્રીના સાંભળવામાં કે વાંચવામાં આવશે તો મને ખાત્રી છે કે જયશ્રી મારી પાસે દોડી આવશે.

"મારો અવાજ જો જયશ્રીના કાને પહોંચી શકતો હોય તો આ સ્થળેથી હું મારી પ્રિય બેન જયશ્રીને હાર્દિક અપીલ કરૂં છું કે જયશ્રી, તું જ્યાં હોઉં ત્યાંથી આવીને મને મલી જા."

ત્હેં વેર લીધું છે. તારૂં કાર્ય આ જગતમાં હવે પુરૂં થયું છે જયશ્રી, મારે ત્હેં જે પુરૂષો પ્રત્યે વેર લીધું છે એ વેરના બદલામાં વેર લેવાના ઇરાદાથી તને આ અપીલ કરતો નથી જયશ્રી, તારૂં મનસ્વી વર્તન ચાલુ રહે એમાં સમાજને ગંભીર નુકશાન છે અને સમાજને ભયંકર નુકશાનની ગર્તામાં ઉતારવા તારૂં મનસ્વી ઝેરીલુ

વર્તન ભાગ ન ભજવે અને તું હવે પાપકર્મો ન કરે એટલા માટે જ હું તને આ અપીલ કરું છું.

" જયશ્રી, હું તને તારા ખૂની કૃત્યોના બદલામાં ફાંસીને લાકડે ચડેલી જોઈ આનંદ મેળવવા નથી ઇચ્છતો. હજુ તું તારી જીંદગીના છેલ્લા દિવસો પ્રભુભક્તિમાં ગાળી તારા આત્માની શાંતિ મેળવે તે માટે આ મારી વિનંતી છે. જયશ્રી, હું તને ખાત્રી આપું છું કે જો તું મારી સમક્ષ હાજર થઈ ગુન્હા કબુલીશ તો હું કોર્ટને પગે પડીને તારા માટે દયાની યાચના કરીશ. તને ફાંસીને માચડે ચઢતાં અટકાવીશ. જેલની શિક્ષા ભોગવવી પડશે. પણ જેલમાં તારી સ્થિતિ એક નજરકેદી જેવી રહે તે માટે હું માગણી કરીશ. જયશ્રી, તું હવે જેલમાંજ જા. તારે માટે એક ખાસ ઓરડી બધી સગવડો સાથેની મારા ખર્ચે પણ તને મળે એ માટે હું પ્રયત્ન કરીશ અને ત્યાં તું તારા છેલ્લા દિવસો તારા પાપોનું પ્રાયશ્ચિત કરી પ્રભુ ભજનમાં ગાળજે. મારી આ અપીલ તારા અંગાર ઝરતા આત્માની શાંતિ માટે છે.

" બ્હેન, મારી વ્હાલી બ્હેન જયશ્રી. ભાઈની આ એક છેલ્લી આજીજી છે. તને મારા પ્રત્યે સહેજ પણ દયા અગર પ્રેમની લાગણી હોય તો મને આશા છે કે મારી આ અપીલ તારા વૈરાગ્નિથી ભભુકતા હૃદયને પણ અસર કર્યા શિવાય નહિ રહે.

" જયશ્રી, તું એ જાણીને ખુશી થઇશ કે તારી વ્હાલી પુત્રી પ્રમીલા નરેન્દ્ર સાથે પરણશે, "

કુમારના આ પ્રવચને-દર્દભરી માનવતાભરી અપીલે પ્રેક્ષકોનાં હૃદય પણ હચમચાવી મૂક્યાં. તેમના મુખમાંથી શબ્દો સરી પડયા, " મેનકાદેવીએ સાચું કહ્યુ હતું. "

છુપી પોલીસનો વડો અમલદાર કુમાર પાસે આવ્યો. તેણે કુમારને અભિનંદન આપ્યું. " આપે બધો ભેદ ખુલ્લો કરી દઇ અમને ખુબ ઉપયોગી થઇ પડયા છો. જે માયા-જે જયશ્રીની

શોધમાં અમારી નિદ્રા ઉડી ગઇ હતી એ માયાને-જયશ્રીને આપે જે હૃદય હચમચાવનારો અપીલ કરી હાજર થવા જણાવ્યું છે તે અમે આશા રાખીએ છીએ કે સફળ થાય અને આપે જયશ્રી માટે જે દયાની માગણી કરી છે, જેલમાં એના માટે જે વ્યવસ્થા કરવાની ઇચ્છા દર્શાવી છે તેનો બંદોબસ્ત થવા હું પણ ભલામણ કરીશ. હું પોલીસ અમલદાર છું. કુમારશ્રી, અમે આપના ઘણા આભારી થયા છીએ."

કુમારે જણાવ્યું, "મારી અપીલ સાંભળશે અને તે જરૂર મારી સમક્ષ હાજર થશે. હું તેને પોલીસમાં સુપ્રત કરીશ એની કંઇ પેટે ખાત્રી રાખજો. ચાલો નમસ્તે."

ઇન્ટરવલ બાદ ફીલ્મ ફરી શરૂ થઈ.

ભિખારણે કુમારની આ અપીલ સાંભળી હતી. તેનું હૃદય કુમાર પાસે દોડી જવા તૈયાર થયું પણ તે ખંચકાતી હતી. ફીલ્મ ફરી શરૂ થતાં ૫૦૦ રૂપિયાની બાદશાહી ટિકિટ ખરીદનાર ભિખારણ ધીમેથી થીએટરમાં બહાર સરકી ગઇ.

ફીલ્મ પુરી થયા બાદ કુમારના આગ્રહથી મેનકા પણ કુમારને ગામ ગઇ.

સાંજના સમયે એક ભિખારણ કુમારના આંગણા આગળ આવી. તેણે ભિક્ષા માટે વિનંતી કરી, "બાઇ, કંઈ સુકોપાકો રોટલો આપશો? ચાર દિનની ભુખી છું."

ભિખારણનો અવાજ સાંભળી મંગલા ઘરની બહાર આવી. ભિખારણના ચીંથરે હાલ દેખાવ જોઇ અને દયા ઉપજાવે એવું મુખ જોઈ મંગલાએ તેને પોતાના ઘરના ઓટલા પર બેસવા કહેતાં જણાવ્યું, "બ્હેન અહીં બેસ."

મંગલાને જોતાં ભિખારણે સ્હેજ મ્હોં સંતાડી ઓટલા પર બેસતાં કહ્યું, "મને ભિખારણને બ્હેન કહેનાર તો તમે એકલાં જ નીકળ્યાં."

મંગલા એનો જવાબ સાંભળ્યા શિવાય ઘરમાં ગઇ અને તાજી તૈયાર કરેલી ઉન્હી ઉન્હી રસોઇ થાળીમાં પીરસીને બહાર લઇ આવી ભિખારણને જમવા બેસાડી.

ભિખારણ જમતી હતી એટલામાં કુમાર અને મેનકા શહેરમાંથી આવી પહોંચ્યાં.

કુમારને જોતાં જ ભિખારણ ઉઠી. એનું હૃદય ભરાઇ આવ્યું. આંખોમાં અશ્રુ સાથે એ જમવાનું છોડીને ઉઠીને કુમારને ભેટી પડી. "ભાઈ, કુમાર તારી અપીલ મને સંભળાઇ છે. હું જયશ્રી, માયા, ભિખારણ–કુમાર, તારી વ્હાલી બ્હેન તારે શરણે હું આવી છું, પોલીસ સ્ટેશને હાજર થવા."

કુમારની આંખમાં પણ અશ્રુ પ્રવાહ શરૂ થયો.

એક કરૂણ મિલનનું દૃશ્ય જોઇ મેનકા પણ ગળગળી થઇ ગઈ. શું ભાઈબ્હેનનું હેત !

મંગલા ગરબડ લાગતાં ઘરમાંથી બહાર આવી.

મંગલાએ આ જોયું.

મંગલા આવતાં જયશ્રી કુમારને છોડી આઘી ખસી.

કુમારે દર્દભર્યા સ્વરે કહ્યું, "બા, હું ભણતો હતો ત્યારે હું અને જયશ્રી આવી રીતે ભાઈબ્હેન તરીકે ભેટયાં હતાં. મંગલાબા, આજ અમે એ રીતે આ છેલ્લીવાર ભેટયાં."

કુમારના આ શબ્દોએ મંગલાનું હૈયું હચમચાવી નાખ્યું. મંગલાએ કુમારને એક નાના પુત્રની માફક બાથમાં લઇ કહ્યું, "કુમાર."

પ્રમીલા અને નરેન્દ્ર મંગલાની સાથે આવ્યાં હતાં.

પ્રમીલા ભિખારણ મા જયશ્રીને વળગી પડી, "મા, ગમે તેવી તોય તું મારી મા છે."

માનવ જીવનનું આ કરૂણ મધુર ગાન જોનાર અને સાંભળનાર માત્ર નરેન્દ્ર અને મેનકા હતાં.

## પ્રકરણ ૧૯ મું.

### ચુકાદો

**જયશ્રી** કુમારની પાસે આવીને હાજર થયા પછી તેણે પોલીસ સ્ટેશને હાજર થઇ નવલરામ અને કૃષ્ણલાલ એ બન્નેના ખુનના ગુન્હા કબુલવા તૈયારો બતાવી.

જો કુમાર શિવાય બીજા કોઈ પુરૂષે પોતાના ગુન્હા જાહેર કર્યા હોત તો જયશ્રી માનતી કે તે પુરૂષ પોતાના વેરનો ભોગ બન્યો હોત.

પણ જયશ્રીને મન કુમાર અદ્દભુત પુરૂષ હતો. એના હાથે જો મૃત્યુ આવે તો એ મૃત્યુ પોતાના પાપોની મુક્તિ સમાન હતું.

" મંગલાબા, હવે તો હું જઇશ. તમે તો મારી મા કરતાં ય વધારે મારે માટે કર્યું છે. તમે માતાઓની પણ માતા છો. મા, હું આપના બધાની રજા લઉં તે પહેલાં મને મારા પાપોની માફી આપવા વીનંતી કરૂં છું. મંગલાબા, પ્રભુ તો માફી આપશે. પણ તમે માફ કરો તો હું શાંતિથી મરી શકીશ." જયશ્રીએ વિદાય લેતાં મંગલાની માફી માગી.

મંગલાએ કહ્યું, " જયશ્રી, મ્હેં તો તને તારાં પાપો માફ કરી-નેજ મારા ઘરમાં રાખી હતી. માફી આપનાર હું કોણ ?

જયશ્રી, પ્રભુને પ્રાર્થના કરૂં છું–તારા વતી પ્રાર્થના કરૂં છું કે તારાં પાપકર્મો તે માફ કરે."

જયશ્રીને વિદાય આપવા કુમાર, મેનકા, નરેન્દ્ર, પ્રમીલા અને મંગલા ઉભાં હતાં.

જયશ્રીએ કુમારને ઉદ્દેશી કહ્યું, "કુમાર, જતાં પહેલાં આ મેનકાદેવીનું ઓળખાણુ ન કરાવો ?"

કુમારે મેનકાનો પરિચય જયશ્રીને આપવો યોગ્ય લાગ્યો અને તેણે ટુંકમાં મેનકાની ઓળખ આપી.

"મેનકાબ્હેન, મારો ઇતિહાસ તો જાણતાં હશે ?" જયશ્રીએ મેનકાની હકીકત સાંભળી પૂછયું.

"હા. કૃષ્ણુલાલે તમારા બન્નેનો ત્યાગ કર્યો." કુમારે જણાવ્યું.

જયશ્રીએ મેનકાને સંબોધ્યું, "મેનકાબ્હેન, મ્હેં તમારા પતિ કૃષ્ણુલાલનું ખુન કર્યું. મોડેલ ફિલ્મ કંપનીના ડીરેક્ટર કૃષ્ણુલાલનું મ્હેં ખુન કર્યું. 'વેર' ચિત્રની ઉદ્દ્ઘાટન ક્રિયા કરતાં તમને સ્હેજ પણુ મારા પ્રત્યે રોષ ન ચડયો ?"

"બ્હેન જયશ્રી, ખરી રીતે તો તારે મારા પ્રત્યે રોષ કરવો જોઇએ. એક સ્ત્રી થઈ મ્હેં એક સ્ત્રીનું જીવન બરબાદ કર્યું તારા પાપોનું પ્રાયશ્ચિત મારે કરવું જોઇએ. હું જાણુતી હતી કે કૃષ્ણુલાલ પરણેલા છે છતાં હું તેમને પરણી. પરણી તે તો ઠીક પણુ મ્હેં જ એ શરત મુકી હતી કે તમારે તમારી પ્રથમ પત્નીનો ત્યાગ કરવો. જયશ્રી, ગુન્હેગાર હું છું, તું નહિ."

મેનકાને પશ્ચાતાપ થયો. એને ખરેખર લાગ્યું કે જો પોતે કૃષ્ણુલાલને પરણી ન હોત તો જયશ્રીની આ દશા ન થાત.

"મેનકાબ્હેન, હવે તો મને કોઈની પ્રત્યે રોષ નથી. મારો વૈરાગ્નિ તૃપ્ત થયો છે." જયશ્રીએ મેનકાને માફી આપી.

નરેન્દ્ર અને પ્રમીલા શાંત ઉભાં ઉભાં આ વાતચીત સાંભળતાં હતાં. પ્રમીલા માતાની હવે ઘણીખરી વાતોથી વાકેફ થઈ હતી.

પોતે એક ચારિત્ર્યહીન અને ખુની માતાની પુત્રી છે એ વિચાર સાથે પોતે કુમારના નાના ભાઈની પત્ની થવાની છે એ વિચારે તેનું દુઃખ ઓછું થયું. જયશ્રી ગમે તેવી તોય પોતાની મા છે. માતાનાં છીદ્રો જોવામાં પ્રમીલાને માણસાઈ ન લાગી માતાએ જે ભુલ કરી એ ભુલ પોતે ન કરી બેસે એજ માતાનું પ્રાયશ્ચિત કરવાનો માર્ગ તેને જણાયો.

પ્રમીલાએ સહજ હિંમત દાખવી જયશ્રીને કહ્યું, "બા. મને આશીર્વાદ આપ કે તારી ભુલ હું સુધારૂં."

જયશ્રીએ અશ્રુભીની આંખે પ્રમીલાને પોતાની પાસે લઈ કહ્યું, "બેટી, હું તને આશીર્વાદ આપવાને લાયક નથી. મને જાણીને સંતોષ છે કે તું મારી ભુલ સુધારીશ. એજ મારા તને આશીર્વાદ છે. પ્રમીલા, ઉપકાર માન કુમારનો કે જેણે તારૂં જીવન ઉજાળ્યું. પ્રમીલા, જો કુમાર મને અહીં ન લાવ્યો હોત તોરી દશા જુદી હોત. માના કુસંસ્કારનો વારસો તને મળી ચુક્યો હોત. ભલે કુમાર મને સુધારવા કદાચ નિષ્ફળ બન્યો હોય તોય પ્રમીલા, તારૂં જીવન એણે ઉન્નત બનાવ્યું છે. અત્યારે તારામાં જે સંસ્કાર છે, માના દુર્ગુણો તરફ પણ ઉદારતાથી જોવાની જે દષ્ટિ તારામાં આવી જણાય છે એ કુમારના સંસ્કાર બીજનું પરિણામ છે. મારે તને કંઈ વારસો આપવાનો નથી. મારા સંસ્કારો હું મારી સાથે લઇ જાઉં છું. પણ હાં. તને વારસામાં હું તારો હાથ નરેન્દ્રને સોંપું છું. કુમાર અને નરેન્દ્રના સુસંસ્કાર એ જ મારો તને સુપ્રત કરવાનો વારસો છે. મારા જીવનમાંથી બોધ લેજે. મારી ભુલો તું ન કરતી અને નવીન ભુલો પેદા ન કરતી પ્રમીલા, નરેન્દ્ર તારો પતિ ખરો, જીવનસાથી ખરો. પણ તમારા બન્નેના જીવનનો સાચો માર્ગ-દર્શક કુમાર છે એ તું ન ભૂલીશ. કુમારનો શબ્દ, નરેન્દ્ર અને પ્રમીલા, તમે બન્ને કદાપી ઉથાપશો નહિ. પ્રમીલા, જો તું જરા પણ કુમારને દુભવીશ તો મારો આત્મા જ્યાં હશે ત્યાં સળગી

ઉઠશે. મારો આત્મા હવે કોઇને શ્રાપ આપવાનો નથી. પણ કંઇ અનીચ્છનીય બનશે તો જરૂર કકળી ઉઠશે.

"પ્રમીલા, નરેન્દ્ર સાથે તારૂં લગ્ન થતાં કુમાર તારો જેઠ બનશે. પણ ના એ તો સગાઈસંબંધ થશે પણ કુમાર તો તારા પિતાને સ્થાને છે. તારી પ્રત્યે કુમારનું હેત નાનાભાઈની પત્ની કરતાં મારી પુત્રી તરીકે વધારે છે. પ્રમીલા, કદાચ નરેન્દ્ર તારૂં હિત સમજવામાં ભૂલ કરે–તો પણ કુમાર તારો રક્ષણહાર છે. એ દેવપુરૂષ કુમારને પ્રમીલા તું રોજ સવારમાં ઉઠીને વંદન કરજે."

થોડી વાર સૌ શાન્ત રહ્યાં.

પણ જયશ્રીને તો વિદાય લેતાં પહેલાં પેટભરીને વાતો કરી લેવી હતી.

જયશ્રીએ મંગલાને પૂછ્યું, "મારી પ્રમીલાને તમે સ્વીકારો છો ને?"

મંગલાએ જવાબ આપ્યો, "એ તો મ્હેં સ્વીકારી લીધી છે. પ્રમીલા નરેન્દ્રની વહુ થશે પણ મારૂં એના પ્રત્યેનું હેત વહુ કરતાં પુત્રી તરીકે વધારે રહેશે. હું પ્રમીલાની સાસુ બનવા કરતાં તેની મા બનીશ."

મંગલાના આ જવાબથી જયશ્રીને અપૂર્વ સંતોષ અને આનંદ થયો.

જયશ્રીએ નરેન્દ્ર અને પ્રમીલાનો હસ્તમિલાપ કરાવ્યો અને આશીર્વાદ આપ્યા, "નરેન્દ્ર અને પ્રમીલા, મારી તમને એટલી જ આશિષ છે કે તમારા લગ્ન જીવનમાં વેરઝેરને ક્યાંયે સ્થાન ન હશો. એકબીજાનાં જો દોષો કદાચ માલમ પડે તો ઉદાર દષ્ટિથી નિભાવજો. તમે સાબીત કરી આપજો કે સ્ત્રી-પુરૂષના સહકારનું મિલન માનવસૃષ્ટિમાં એક સફળ અને દિવ્ય મિલન છે."

જયશ્રીએ મંગલાને પગે લાગી વિદાય માગી. મંગલાએ ભારે હૈયે આશીર્વાદ આપી વિદાય આપી.

જયશ્રીએ વિદાય લેતાં પ્રમીલાની આંખોમાં અશ્રુ ઉભરાયાં.

" મા. " પ્રમીલાને ડુમો ભરાઇ આવ્યો.

" પ્રમીલા, તું સુખી થા. " કુમારના સંસ્કાર પામેલી પ્રમીલા, તારાથી રડાય નહિ. જીવનમાં દરેકે પોતપોતાની ફરજ અદા કરવી જોઇએ. તને લાગે છે તે કરતાં કુમારને વધારે લાગી આવે છે. બ્હેનને ખુની તરીકે જાહેર કરી પોલીસ સ્ટેશને હાજર કરવા જનાર કુમાર જેવી વ્યક્તિ દુનિયાએ ઓછી જોઇ હશે. એ કર્મયોગી કુમારની કર્તવ્યનિષ્ઠા પર હું મુગ્ધ છું. મને આનંદ છે. પ્રમીલા, તારે પણ આનંદિત બનવું જોઇએ. " જયશ્રીએ પ્રમીલાને સાંત્વન આપ્યું.

જયશ્રી, કુમાર અને મેનકા શહેર તરફ ગયાં. કુમાર જયશ્રીને શહેરમાં મુખ્ય પોલીસ સ્ટેશને હાજર કરવા લઇ જતો હતો.

વર્તમાનપત્રોમાં સમાચાર પ્રસરી ગયા કે ' વેર ' ચિત્રની મુખ્ય અભિનેત્રી માયા જેને કૃષ્ણલાલનું ખુન કર્યું છે તે કુમારની અપાલના જવાબમાં પોલીસ સ્ટેશને હાજર થઇ ગઇ છે.

પ્રબોધને આ સમાચાર વાંચી કુમારની ઈર્ષા ઉપજી. માયા જયશ્રી છે એવી પ્રથમ છુપી ખબર આપનાર પોતે હતો છતાં જયશ્રીને પકડવાનું માન કુમારને મળ્યું એ તે સાંખી શકયો નહિ. તેના દિલમાં આગ પેદા થઈ.

રમેશ આજ કેટલાય વખતથી માંદગીને બીછાને પડયો હતો. ' વેર ' ચિત્રની ઉદ્દ્ઘાટન ક્રિયા વખતે અશક્તિને લીધે તીવ્ર ઇચ્છા છતાં તેનાથી જઇ શકાયું નહોતું અને તેનો તેને અફસોસ થતો હતો.

પ્રબોધ રમેશની ખબર જોવા આવ્યો.

પ્રબોધ જ્યારે રમેશના ઘરમાં દાખલ થયો ત્યારે કુંદન રમેશને થયેલી ઉલટી સાફ કરતી હતી.

પ્રબોધે આ જોઇને કહ્યું, "કુંદનબ્હેન, તમારે આવું શા માટે કરવું પડે છે? કહો તો નોકર મોકલાવું."

પ્રબોધના દીલમાંથી લાંબા વખતની છુપી ઇચ્છાઓ ડોકીયાં કરતી હતી.

કુંદનનો જવાબ ટુંકો હતો, "પતિસેવાનો હક્ક કંઇ નોકરને ન સોંપાય."

આ જવાબ પ્રબોધને અપમાનકારક લાગ્યો. અપમાનનો ઘુંટડો ગળી જતાં પ્રબોધે કહ્યું, "હું તો તમારા હિત માટે કહું છું. જો નોકર હોય તો તમને પતિસેવા કરવામાં સહાય થાય અને તમારી તબિયત પણ ઠીક રહેશ."

"પણ મારે જરૂર નથી." કુંદને ના પાડી.

"ભલે" એમ કહી પ્રબોધ રમેશની પાસે બેઠો.

"કેમ છે ભાઈ?" પ્રબોધે રમેશની ખબર પૂછી?

"હું બહુ દિવસ કાઢું એમ લાગતું નથી. પણ હાં, પ્રબોધ, હું મરૂં તે પહેલાં તને એક વાત કહેવાની છે." રમેશ વાત કહેવા અટકયો.

"કહે." પ્રબોધ સાંભળવા આતુર બન્યો.

"મારા મૃત્યુ પછી કુંદનની સંભાળ રાખજે." રમેશે પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

કુંદન આ સાંભળી બોલી ઉઠી. "મારે માટે કોઇએ ચિંતા કરવાની જરૂર નથી. પ્રબોધકુમારને તસ્દી ન આપશો." કુંદને પોતાની ચિંતા ન કરવા રમેશને જણાવ્યું.

પ્રબોધે આ સાંભળી મનમાં વિચાર્યું, "યાદ રાખ કુંદન, હવે તું મારા ઝપાટામાંથી છટકવાની નથી."

પણ કુંદનને જવાબ ન હતો.

પ્રબોધના દીલમાં કુંદનને પોતાના પંજામાં લઈ કુમાર પ્રત્યે વેર લેવાની લાગણી જાગી. જે કુમારે જયશ્રી સાથેનો સંબંધ

તોડાવ્યો એ કુમાર પ્રત્યે વેર કુંદન દ્વારા લેવામાંજ કુમાર સળગી જશે. કુંદનને પોતાના પંજામાં લેવાના પ્રબોધના પ્રયાસો ચાલુ રહ્યા છતાં કુંદને અત્યારસુધી તેને દાદ દીધી ન હતી. રમેશ મરી જાય એટલે કુંદનનો રક્ષણહાર પોતે થઇ શકશે એ વિચારે તેનું હૈયું નાચી ઉઠયું.

કુંદને પ્રભુને પ્રાર્થના કરી કે રમેશ સાજા થાય અને પ્રબોધના ઝપાટામાંથી બચાવે.

કુંદન રમેશને દવા પ્યાલીમાં કાઢી તેને પાવા જતી હતી. પ્રબોધે કુંદનનો હાથ પકડી દવાની પ્યાલી પોતાના હાથમાં લેતાં કહ્યું, હું છું ને તમે તસ્દી શું કરવા લો છો ? "

કુંદને કંઈપણ બોલ્યા શિવાય પ્યાલી પ્રબોધના હાથમાં મુકી દીધી.

કુંદન મોસંબીનો રસ કાઢવા બેઠી. પ્રબોધ રમેશને દવા પાઈ તેની નજીક આવ્યો. તેણે પોતાના ચાળા ફરી શરૂ કર્યા, " કુંદન બ્હેન, તમારા કોમળ હસ્તોને વધુ તસ્દી શા માટે આપો છો ? લાવો હું રસ કાઢી આપું. "

કુંદન કંઈ પણ બોલ્યા વગર રસ કાઢવાનું મૂકી દઈ ઉઠી ગઇ.

પ્રબોધે મોસંબીનો રસ કાઢી તૈયાર કર્યો

" લો, તમે રસ પાવ. " એમ કહી પ્રબોધે મોસંબીના રસનો પ્યાલો કુંદનના હાથમાં મૂકવા તૈયારી બતાવી.

કુંદને તે પ્યાલો લેવા હાથ લંબાવ્યો. રમેશ મુખ ફેરવીને સુતો હતો એ સ્થિતિનો લાભ લઈ પ્રબોધે કુંદનનો હાથ દબાવ્યો. કુંદન ધુંવાંકુવાં થતી ઝીજવાઇને ઉભી. પતિની માંદગીના સમયે પ્રબોધનું આ વર્તન કુંદનને રાક્ષસી લાગ્યું.

" લાવો પ્યાલો. " કુંદને પ્યાલો હાથમાં લેવા બીજો હાથ લંબાવ્યો.

" નહિ, નહિ. હુંજ રસ પાઉં. તમે તો આખી જીંદગી રમે

શને રસપાન કરાવ્યું હશે. હવેમૃત્યુને કિનારે ઉભેલા મિત્રને હું મારા હાથે રસ પાઉં. તમારો હક્ક તો નથી ઝુંટવી લેતોને ?"

એમ કહી પ્રબોધે કુંદનનો હાથ છોડી રમેશને રસ પાયો. કુંદન વાસણો લઈ અંદરની ચોકડીમાં સાફ કરવા ગઈ.

પ્રબોધ સાથે બેસી રહેવું ન પડે એટલા માટે જ તે વાસણો સાફ કરવાના બ્હાને અંદર ચાલી ગઇ. પણ જેની નજરથી તે દૂર રહેવા અંદર ગઇ એ પ્રબોધ રમેશની રહેજ આંખ મીંચાતાં કુંદનની પાછળ ગયો. ધીમે પગલે જઇ પાછળથી કુંદનની બન્ને આંખો પોતાના હાથે દાબી દીધી.

કુંદન મામલો પામી ગઈ. આંખો દબાવનાર પ્રબોધ શિવાય બીજું કોઈ હોય જ નહિ.

કુંદને ખીજવાઇને ધારીને પ્રબોધના હાથમાં સાણસી ઠોકી દીધી.

પણ પ્રબોધે હાથ ન છોડયા. તેણે મજાક કરી, " હજુ તો હું આના કરતાંય વધારે મારની આશા રાખું છું."

' નફટ." કુંદન ચીડાઈ ગઇ.

" પહેલી વાર જયશ્રી પણ આવું જ કહેતી હતી. પણ પછીથી તો તેને મારી સાથે ખુબ ફાવી ગયું અને અમે જીંદગી સુધી આનંદ કરતાં હોત પણ તારા નીચ કુમારે મારી બાજી ઉંધી મારી. જો કુમારે જયશ્રીને મારી પાસેથી છીનવી નહોત તો હું તારા સાણસામાં સપડાવા ન આવત. કુમારે બગાડેલી બાજી તારે જ સુધારવી પડશે."

પ્રબોધે દાલનો ઉભરો ઠાલવ્યો.

" ખબરદાર, જો કુમાર વિષે એકપણ વધુ પડતો શબ્દ બોલ્યા'તો."

કુમાર વિશે કોઇ પણ આક્ષેપ સહન કરવા કુંદન તૈયાર નહતી.

" હું જાણું છું કુંદન, તું રમેશના મરણ બાદ ફરીથી કુમાર સાથે નાતરૂં કરવાની છે." પ્રબોધે ભયંકર કટાક્ષ કર્યો.

રમેશ મરી જાય એવું કુંદને કદી કલ્પ્યું નહોતું. રમેશ સાજો

થાય એ માટે તે ખાધાપીધાની દરકાર કર્યા શિવાય નિદ્રાને વેરણ બનાવી તેની સારવાર કરી રહી હતી. કુંદનનું દીલ સાફ હતું. એના દીલમાં રમેશ મરી જાય અને પોતે કુમારને ફરી પરણે એવો વિચાર પણ આવ્યો નહોતો. અલબત્ત તે કુમારને ચહાતી હતી. કુંદને પ્રબોધના કટાક્ષનો જવાબ ન વાળ્યો.

પ્રબોધે કુંદનની દબાવેલી આંખો છોડી તેનો હાથ પકડી ઘસડી.

"કુંદન, તારે મારી વાસનાઓ સંતોષવી જ પડશે." પ્રબોધના એક ભયંકર હાસ્યનું મોજું ખંડમાં ફરી વળ્યું.

"તું પુરૂપ નથી, શયતાન છે. તું મિત્ર નથી, દુશ્મન છે. મિત્ર માંદગીને બીછાને છે ત્યારે જ તને આવી ગંદી રમત રમવાનું સુઝે છે?" કુંદન વીફરી.

"કુંદન?" પ્રબોધે સત્તાવાહી સ્વરે પોકાર્યું.

"મને છોડી દો." કુંદને હાથ છોડાવવા પ્રયત્ન કરતાં કહ્યું.

"નહિ તો?" પ્રબોધે પરિણામ પૂછ્યું.

"નહિ તો?" એમ કહી કુંદને સ્હેજ વિચાર કર્યો.

"નહિ તો આ—" એક ભારે લોટો કુંદને પ્રબોધના માથામાં મારવા ઉગામ્યો.

પણ કોઈનું આગમન થતાં કુંદન અટકી. પ્રબોધ ખસીયાણો પડી ગયો. તેણે કુંદનનો હાથ છોડી દીધો. આવેલી વ્યક્તિને જોઈ પ્રબોધનો ગુસ્સો વધી પડયો.

"કુંદનબ્હેન, પુરૂપ જાતિ પ્રત્યે મ્હેં વેર ખુબ લીધું છે." જયશ્રીએ કુંદનને માથે હાથ ફેરવતાં આશ્વાસન આપ્યું.

કુમારની માગણીથી પોલીસ અમલદારે જયશ્રીને કુંદનને મળવા જવા દેવાની પરવાનગી આપી હતી. પરવાનગી મળતાં કુમાર, જયશ્રી અને મેનકા રમેશને ત્યાં આવ્યાં હતાં.

ઘરમાં પેસતાં કોઇને સુતેલું જોતાં કુમાર તે તરફ ગયો અને રમેશને માંદો જોઈ તે તેની પાસે બેઠો. મેનકા પણ કુમાર સાથે બેઠી.

જયશ્રી કુંદનને ખોળવા આ તરફ આવતાં આ દૃશ્ય જોતાં જયશ્રીએ ઉપલા શબ્દો ઉચ્ચાર્યા.

જયશ્રીએ પ્રબોધને કહ્યું, "પ્રબોધકુમાર, હવે બસ થયું. હજુય તમારી આંખ ન ઉઘડતી હોય અને તમારી વાસનાઓ જો તૃપ્ત કરવી હોય તો હજુય આ એક છેલ્લી તક છે. પણ તમને હવે મારું બેડું માથું, મારો વિકૃત બનેલો ચહેરો નહિ ગમે. પ્રબોધકુમાર, કુંદન પર અત્યાચાર કરવા પ્રેરાઈ તમે મિત્રદ્રોહ તો કરી જ રહ્યા છો પણ સાથે સાથે સ્ત્રી જાતિનું તમે ભયંકર અપમાન કરી રહ્યા છો. પ્રબોધકુમાર, કુંદનબ્હેનને પગે પડો તેની માફી માગો."

પ્રબોધને શાંત ઉભો રહેલો જોઈ જયશ્રીએ ફરીથી ત્રાડ પાડી કહ્યું, "માફી માગો. મારી નહિ, કુંદનબ્હેનની."

પ્રબોધે સમય વિચારી કમને આજ્ઞા ઉઠાવતો હોય એમ બેદીકરાઈથી કુંદનની માફી માગી, "માફ કરો."

ને પ્રબોધ ઝડપભેર ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં રમેશ પાસે આવતાં તેની આંખ લાલપીળી થઈ ગઈ.

કુમાર ઉઠીને પ્રબોધ પાસે આવ્યો

"કેમ પ્રબોધકુમાર, મઝામાંને ?" કુમારે સહૃદયતાથી પ્રબોધની ખબર પૂછી.

પણ પ્રબોધને આમાં પોતાની મજાક જણાઈ. કુમાર પ્રત્યે વેર લેવાની આવી તક ફરી નહિ મળે. ઠીક લાગ આવ્યો છે એમ વિચારી મોસંબી કાપતાં પડી રહેલું ચપ્પુ હાથમાં લઈ પ્રબોધ કુમાર તરફ ધસ્યો, તેના પર હુમલો કર્યો પણ જયશ્રી વચમાં પડતાં તેનો હુમલો નિષ્ફળ ગયો પણ કુમારના હાથને સાધારણ ઈજા થઈ.

મેનકા દવાની પેટી હંમેશાં પોતાની સાથે કાયમ રાખતી હતી. મેનકાએ કુમારના ઘાની પ્રાથમિક સારવાર કરી.

પ્રબોધ હુમલો નિષ્ફળ જતાં આંખો મીંચીને ત્યાંથી પલાયન થઈ ગયો.

રમેશે આ બધું પોતાની આંખોએ જોયું. કુમાર પ્રત્યેનો મિત્રભાવ તેનામાં ફરી જાગૃત થયો. કુમાર પ્રત્યે અત્યાર સુધી જે અયોગ્ય વર્તન દાખવ્યું હતું તે બદલ તેના દીલમાં પશ્ચાતાપ થયો.

"કુમાર, માફ કર. મ્હેં તારૂં જીવન બગાડયું. કુંદન તારી હતી ને તારી છે—" રમેશ આગળ બોલતાં અટકયો.

રમેશે ઈશારો કરી કુંદનને પોતાની પાસે બોલાવી અને કુંદનનો હાથ કુમારના હાથમાં મૂકયો અને માત્ર એટલું જ બોલ્યો, "તારી કુંદન તને પાછી સોંપું છું, કુમાર."

કુંદનની આવી ઈચ્છા નહોતી કે કદાચ રમેશ મરણ પામે તો પણ કુમાર સાથે પુનર્લગ્ન કરવું. પણ જ્યારે મૃત્યુશય્યા પરથી પતિએ જ પોતાનો હાથ કુમારના હાથમાં મૂકયો ત્યારે કુંદને તેને પતિની અંતિમ ઈચ્છા ગણી તેને માન આપવાનો નિર્ણય કર્યો.

રમેશ પર મૃત્યુના ઓળા છવાયા. તે હવે કંઈ બોલી શકે એવી સ્થિતિમાં નહોતો. રમેશે કુંદન, કુમાર, જયશ્રી અને મેનકા તરફ છેલ્લી નજર ફેંકી અને બધાંને મુગાં વંદન કર્યા.

રમેશનું પ્રાણ પંખેરૂ ઉડી ગયું રમેશનું મૃત્યુ થયું.

કુમારે જયશ્રીને મેનકા સાથે પોલીસ સ્ટેશને પાછી મોકલી. કુમાર રમેશની મૃત્યુ વિધિ કરવા રોકાયો.

જયશ્રી અને મેનકા પોલીસ સ્ટેશને ગયાં. જયશ્રીના હૃદયમાં આજે એટલો બધો આનંદ હતો કે પોતે આનંદોમીઓના પ્રવાહમાંજ મૃત્યુ પામશે એમ લાગ્યું. જયશ્રીએ મેનકાને કહ્યું, "મારા કુમાર હવે પરણશે. મારી કુંદન ભાભી મને પાછી મળી."

આજે જયશ્રીનો કેસ ચાલવાનો હતો. તેની ખબર અગાઉથી વર્તમાનપત્રોમાં જાહેર થઈ હતી એટલે જયશ્રીનો કેસ સાંભળવા કોર્ટના ઝાંપા બહાર અને અંદર માનવમેદની ઉભરાઈ હતી.

જયશ્રી હસતી હસતી પોતાના ગુન્હાઓનો ચુકાદો સાંભળવા પોલીસ અમલદાર, કુમાર અને મેનકા સાથે મોટરમાં બેસી આવી.

જયશ્રીને–માયાને–'વેર' ચિત્રની મુખ્ય અભિનેત્રીને જોવા ટોળામાં ધક્કામુક્કા થવા લાગી. પોલીસે આ ચકચારભર્યા કેસ સાંભળવા દરોડો પડશે એમ ધારી અગાઉથી જ બંદોબસ્ત રાખ્યો હતો. પણ બેકાબુ માનવમેદનીને કાબુમાં રાખવાનું તેમની શક્તિ બહાર હતું.

આ મોટા માનવસમુહને કોર્ટ આગળ એકત્ર થયેલ જોઈ મોટરમાંથી નીચે ઉતરતાં જયશ્રીએ પોલીસ સિપાઇને પૂછ્યું, "આ શેની ધમાલ છે?"

"આપના કેસ સાંભળવા, આપને જોવા માટે આ માનવમેદની ઉભરાઈ છે." પોલીસ સિપાઇએ ખુલાસો કર્યો.

જયશ્રીએ હસીને કહ્યું, "એમ ત્યારે. આ બધા મને અંતિમ માન આપવા આવ્યા છે. ભલે આવ્યા."

ટોળુ બેકાબુ બન્યું હતું. જયશ્રીને આવતાં જોવા નજરોનજર જોવા ટોળામા સળવળાટ વધી પડયો. જયશ્રી તરફ ટોળું ધસ્યું. પોલીસે જયશ્રાની આસપાસ કોર્ડન કરી લીધી. પણ ટોળામાં પોલીસની આ કોર્ડનને તોડવાની શક્તિ હતી. ધસારો પાછળથી વધતો જતો હતો. વધુ પોલીસ તાત્કાલીક બોલાવવાનું શક્ય નહોતું. પોલીસ અમલદારોની મુંઝવણ વધી. ને જો ટોળું કાબુમાં નહિ રહે અને જયશ્રી પર ધસારો ચાલુ રહેશે તો જયશ્રી અહીંજ ચગદાઈ મરશે એમ તેમને લાગ્યું. જયશ્રીને કોર્ટમાં સહીસલામત લઈ જવાનું મુશ્કેલ બન્યું. પોલીસ સિપાઇઓએ ટોળાને જગા આપવા આગ્રહભરી વીનંતીઓ કરી. પણ ટોળુ એવી વીનંતીઓ સાભળવા ટેવાયું નહતું. પોલીસ અમલદારને આ પ્રસંગે દંડાબાજી કરવાનું યોગ્ય ન લાગ્યું પણ સીટી મારી પોલીસ સિપાઇઓને એકત્ર કરી ટોળાને બધા પ્રયાસ કરી ખસેડવા હુકમ આપી દીધો.

પોલીસ સિપાઇઓએ સામા ધક્કા મારી ટોળામાંથી જવાની જગા કરી આપી. જયશ્રીને ટોળામાંથી કોર્ટમાં સહીસલામત લઈ જતાં પોલીસને નાકે દમ આવ્યો.

કેસ શરૂ થયો.

જયશ્રીએ ન્યાયાધીશને પ્રથમ જ જણાવી દીધું કે, " નવલરામ અને કૃષ્ણલાલના ખુનનો હું એકરાર કરૂં છું. હું આપની પાસે દયાની યાચના કરતી નથી. આપ કાયદાની રૂએ શિક્ષા ફરમાવો."

ન્યાયાધીશે તે બાદ આ સંબંધમાં જુદી જુદી જુબાનીઓ લીધી. અને ધ્યાનપૂર્વક કાળજીથી સાંભળી. કુમારની જયશ્રીને કરવામાં આવેલી અપીલ ધ્યાનમાં લઈ ન્યાયાધીશે એક સહૃદય માનવીને છાજે એવો ચુકાદો આપતાં જણાવ્યું કે, " આ બધી ય વિગતો જાણ્યા પછી અને જયશ્રીએ ગુન્હાનો એકરાર કર્યા પછી હું જયશ્રીને અચોક્કસ મુદત માટે જેલની સજા ફરમાવું છું. અને જેલમાં તેને આત્માની શાંતિ માટે પ્રભુની પ્રાર્થના કરવાનું કામ સોંપવું."

" ન્યાયી ઈન્સાફ " ચુકાદો સાંભળનારાઓએ અભિપ્રાય વ્યકત કર્યો.

## પ્રકરણ ૨૦ મું.

---

### ભાભી

---

જયશ્રીનો કેસ પુરો થયા પછી કુમાર અને મેનકા કુંદનને ઘેર ગયાં.

કુંદન હવે પિતાને ઘેર જવા ઇચ્છતી નહતી તેમ રમેશને ઘેર જવાની એને ઈચ્છા ન હતી. રમેશની ઈચ્છા હતી કે મારે કુમાર સાથે પુર્નલગ્ન કરવું. મારે મૃતપતિની એ ઇચ્છા પુરી કરવી જ જોઇએ એમ કુંદનને લાગ્યું.

કુમારના દીલમાં પણ ભાંજગડ ચાલતી હતી. કુંદનને સ્વીકારવી કે નહિ? પોતાનું લગ્ન હજુ થયું નથી એ ભાન કુમારને અત્યારે જ થયું. લગ્ન કરવાનો વિચાર કરવાની ય તેને અત્યારસુધી ફુરસદ નહોતી. તેણે જે જવાબદારી માથે લીધી હતી એ જવાબદારી અદા કરવામાં એણે લગ્ન કરવું જોઇએ એવો વિચાર સરખોય આવ્યો નહોતો.

પણ મિત્રની ઈચ્છા હતી કે મારે મારી કુંદનને પાછી સ્વીકારવી. પણ કુંદનને—એક આર્ય મહિલાને એ ગમશે?

" કુંદન, ચાલ હવે તને તારે ઘેર લઈ જાઉં." કુમારે તેની ઈચ્છા જાણવા પ્રયત્ન કર્યો.

" મિત્રની ઇચ્છા તો તમે જાણો છો ને ? એ ઈચ્છા પુરી નથી કરવી ?" કુંદને મિત્રની ઈચ્છાની યાદ આપી.

" કુંદન, તને એ ગમે છે ?" કુમારે સામો પ્રશ્ન કર્યો.

" હા. હું તો હવે તમારી સાથે જ આવીશ. બીજે ક્યાંય જવાની નથી." કુંદને પોતાનો નિર્ણય જણાવ્યો.

કુમાર કુંદનને લઇને પોતાને ગામ ગયો. મેનકા પણ સાથે ગઈ.

રમેશ મરણ પામ્યો છે અને કુંદન બારોબાર કુમાર સાથે ચાલી ગઈ છે એ સમાચારે કુંદનના પિયેરમાં અને સાસરીમાં ધરતીકંપનો આંચકો લગાવ્યો. જ્ઞાતિમાં ખળભળાટ મચ્યો. શું કળજુગ આવ્યો છે ? હજુ પતિની રાખ ઠંડી થઈ નથી અને બાઇસાહેબ કુમારના ઘરમાં જઇને ભરાયાં છે.

કુંદનના સસરાએ કુમારને ધમકી મોકલાવી કે, " જો કુંદનને અમારે હવાલે નહિ કરો તો કાયદેસરનાં પગલાં ભરીશું."

પણ કુંદનના પિતા તો નાતના માણસોની ટીકાઓથી ગભરાઈ જાતે જ કુંદનને તેડવા આવી પહોંચ્યા.

કુંદનના પિતાએ આવતાં જ બધાંની ઝાટકણી કાઢવાનું શરૂ કર્યું. એમના ગુસ્સાની હદ ઓળંગાઇ હતી.

ગુસ્સામાં ને ગુસ્સામાં જ ઉભરો કાઢવો શરૂ કરતાં અમથાલાલે જણાવ્યું. " મંગલા ડોસી, તુંય ઘરડી થઇ પણ તને અક્કલ નથી. સાઠે બુદ્ધિ નાસે તે આનું નામ. તારીય બુદ્ધિ બગડી ગઈ છે. એક વિધવાને તેના માતાપિતા કે સાસુસસરાની જાણ બહાર ઘરમાં રાખતાં શરમ નથી આવતી ? તું નાતબહાર થઇ એટલે તને આમ કરવાની છૂટ મલી ગઈ ?"

અમથાલાલે કુમાર તરફ જોઇ તેના પર રોષ ઠાલવ્યો.

" અને ઓ કુમાર, તું ભણ્યો પણ ગણ્યો નહિ તારું ભણતર

ધુળમાં મળ્યું. એક મિત્રની વિધવા પત્નીને બારોબાર લઇને નાશી આવતાં એ પાપની પણ શરમ ન આવી? તું શું ઉંચું મ્હોં લઇને સમાજમાં ફરે છે? કયા તારા સતકર્મોએ તને ગામ સંઘરે છે? મારા ગામમાં હોત તો ક્યારનોય ગામબહાર કાઢયો હોત."

કુંદનને ઉદ્દેશી અમથાલાલે કહ્યું, "કુંદન. તું મારી પુત્રી નથી. તારી માની કુખે તું ન જન્મી હોત અને પત્થર જન્મી હોત તો મને આનંદ થાત. ત્હેં મારૂં કુળ લજવ્યું. નાતમાં ત્હેં મારૂં નામ બોળ્યું અને સમાજમાં ત્હેં મારૂં માથું કપાવ્યું. કુંદન તું શું મ્હોં લઇને જીવે છે? હજુ તારા પતિનો આત્મા અહીંતહીં ભમતો હશે અને તને ઘેર આવવાનું મુકીને કે તારે સાસરે જવાનું મુકીને અહીં ભરાઈ જતાં તને સ્હેજેય આંચકો ન લાગ્યો? કુલટા, નાલાયક, બેશરમ —."

અમથાલાલે ગુસ્સો ઠાલવ્યો પણ કુમાર, મંગલા કે કુંદને તેનો જવાબ ન આપ્યો.

કુમાર કુંદનને લઈ આવ્યો અને પોતે તેની સાથે પુનર્લગ્ન કરવાનો છે એ વાત કુમારે જેરામદાસને કરી હતી. કુમાર ઉપર કુંદનના સસરાની આવેલી ધમકી અને અમથાલાલના આગમનની ખબર પડતાં જેરામદાસ મિત્રના અવસાન બાદ પહેલી જ વાર મંગલાને ત્યાં આવી પહોંચ્યા હતા. જેરામદાસે પાછળથી આવી અમથાલાલનું ઉકળતું પ્રવચન શાંતિથી સાંભળ્યું અમથાલાલે બોલવાનું પુરૂં કરતા જેરામદાસ બધાની વચ્ચે આવીને ઉભા.

કુંદનનો વિવાહ કર્યો તે વખતે નંદલાલની સાથે જેરામદાસ હતા. અમથાલાલને જેરામદાસ સાથે આટલું ઓળખાણ હતું તે વખતે અમથાલાલે આગ્રહપૂર્વક જેરામદાસને કહ્યું હતું, "જેરામદાસ, કુમારની જાનમાં જરૂર આવજો."

જેરામદાસને જોઈ જુની ઓળખાણ યાદ કરી અમથાલાલે તેમને કહ્યું, "અરે તમે પણ તમારા મિત્રના આવા કુટુંબને નભાવો છો?"

"હા. અમથાલાલ. એ કુટુંબ મહાન છે. તમને એની મહત્તા નહિ સમજાય." જેરામદાસનો આ જવાબ હતો.

"તમેય મિત્રના પાટલે બેઠા કે ?" અમથાલાલે કટાક્ષ કર્યો.

જેરામદાસે જણાવ્યું. "જરૂર. તમે મને કુમારની જાનમાં આમંત્રણ આપ્યું હતું. પણ કુંદન બીજાને પરણી. મારો કુમાર અપરિણીત રહ્યો. કુંદન કુમારની પત્ની થવા સર્જાયલી હતી. કુદરતે તે નક્કી કર્યું હતું, તમે કુદરતની આજ્ઞા તોડી. પણ કુદરત તેનો ઇન્સાફ આપે છે. યાદ રાખો અમથાલાલ, રમેશનું મૃત્યુ એ કુદરતી મૃત્યુ હતું. રમેશની સારવાર કુંદને જે કરી હતી તેવી સારવાર તો કદાચ બીજી કોઈ પત્નીએ તેના પતિની નહિ કરી હોય. રમેશની ઇચ્છા હતી કે મારા મૃત્યુ બાદ કુંદન કુમારને ફરી પરણે. કુંદન મારા કુમારની હતી. મારા કુમારને તેની કુંદન પાછી મળી ગઇ છે. તમે એ નહિં છોડાવી શકો."

અમથાલાલ તો આ સાંભળી આભાજ બની ગયા.

જેરામદાસે કુમાર અને કુંદનને પાસે બોલાવ્યાં અને પોતાનાજ હસ્તે જેરામદાસે કુંદનનો હાથ કુમારને સોંપ્યો અને આશીર્વાદ આપ્યા. "તમારૂં દાંપત્ય જીવન દિવ્ય બનો."

અમથાલાલે આ જોઈ આંખો ચોળી. હવે કોઇ માર્ગ ન જણાતાં રોષ શમાવી કમને પણ અમથાલાલે એ દંપતીને આશીર્વાદ આપ્યા.

અમથાલાલ તે પછી ખાલી હાથે પાછા ફર્યા.

પ્રમીલાએ નરેન્દ્રની મજાક કરી. "હું નહોતી કહેતી કે કુંદન ભાભી આવશે. જો આવી ને ?"

"ચાલ, તું જીતી અને હું હાર્યો." નરેન્દ્રે હસીને હાર કબુલી.

કુંદને આ સાંભળી કહ્યું, "નરેન્દ્ર અને પ્રમીલા તમે બન્ને જીત્યાં છો."

× × × ×

એક દિવસ કુમાર અને મેનકા જેરામદાસને ત્યાં ગયાં. મેનકાએ હવે પોતાનું જીવનનું આખરી ધ્યેય નક્કી કરી લીધું હતું. મિત્રમંડળને

મેનકાએ રૂા. ૫૦ હજારની દોલત તો આપી હતી પણ હવે પોતાની પાસે જે કંઈ મિલ્કત છે એ તમામ મિલ્કત જયશ્રીના એક ભવ્ય સ્મારક માટે મંડળને આપી દેવાનો અને પોતાનું બાકીનું જીવન આ મંડળને સમર્પણ કરી જયશ્રીનું પ્રાયશ્ચિત કરવાનો મેનકાએ નિર્ણય કર્યો હતો.

મેનકાએ પોતાનો આ નિર્ણય કુમારને જણાવ્યો. કુમારે એ નિર્ણય આવકાર્યો પણ જેરામદાસની સંમતિ મેળવવા જણાવ્યું.

કુમાર અને મેનકા જેરામદાસને ત્યાં પહોંચ્યાં. જેરામદાસે તેમનો આદર સત્કાર કર્યો.

જેરામદાસે આવવાનું કારણ પૂછ્યું.

કુમારે મેનકાનો નિર્ણય જણાવ્યો.

જેરામદાસે એ નિર્ણયને આવકારતાં કહ્યું, " કુમાર, આ મંડળની બાંધણી પ્રાયશ્ચિતના ભવ્ય પાયા પર જ થઇ છે."

મેનકાને પોતાનો નિર્ણય માન્ય રખાતાં અપૂર્વ આનંદ થયો. જયશ્રી આ જાણી કેટલી ખુશ થશે ?

× × × ×

કુમારના હૃદયમાં કુંદનને જોતાં હવે પ્રણયઝરણાં વહેવાનું શરૂ થયું. કુંદન પોતાની હતી અને મળી ગઇ. કુમારની પત્ની સાથેની આ પ્રથમ રાત્રી હતી. કુમારના દિલમાં વાસના જાગૃત થઇ. કુંદનને આવેલી જોઇ એની વાસનાએ વધુ જોર પકડયું. પણ કુંદનના ચહેરા પરનું પવિત્ર તેજ જોતાં તે મનમાં શરમાવા લાગ્યો. અરે ! આ પવિત્ર કુંદનને હું અભડાવી શકું ? નહિ નહિ. પણ કુંદન તો મને પરણી છે ને ! એ મારી પત્ની બની છે ને ? તો પતિ તરીકેના અધિકાર મારે શા માટે ન ભોગવવા ?

કુમારે કુંદનની આંખ તરફ જોયું. એની આંખો અવિકારી જોઇ પોતાને વિકારી બનેલો જોઇ કુમાર પોતાની જાતને ધિક્કારવા

લાગ્યો. કુંદન મારી પત્ની ભલે બની. પણ એ તો પત્ની કરતાં ય કંઈક વધારે છે. જો કુંદન અવિકારી રહી શકતી હોય, જો કુંદન હવે શરીરનાં ચુંથણાંમાં ન માનતી હોય; જો તે હવે શુદ્ધ અને પવિત્ર રહેવા માગતી હોય તો મારે વિકારી બની એને ભ્રષ્ટ કરવી એ પાપ છે.

કુમારને વિચાર કરતો જોઈ કુંદને પૂછ્યું, "યોગીરાજ કંઈ બોલશો ?"

કુંદનના આ શબ્દોએ કુમારના આત્માને જાગ્રત કર્યો.

"હા હું યોગી છું. યોગી જ રહીશ." કુમારે જવાબ આપ્યો.

"કુંદન—" કુમારે સંબોધન કર્યું.

"કુમાર, મારી એક આશા પૂર્ણ કરોશ ?" કુંદને કુમાર સામે નીચે બેસીને પૂછ્યું.

કુમારને થયું કે જો તે કોઈ અયોગ્ય માગણી ન કરે તો સારૂં; નહિ તો પોતાની ધારણા નિષ્ફળ જશે.

કુમારે હા પાડતાં કુંદને કુમારને કહ્યું, "કુમાર, દીલેદીલ મળેલાં છે. શરીર ચુંથવાથી શું ? મારા દીલનાં લગ્ન તો ક્યારનાંય તારી સાથે થઈ ચુકેલાં જ છે એટલે તું મારા દીલનો દેવ ખરો. પણ દેહનાં લગ્ન રમેશ સાથે થયાં હતાં એટલે મારો દેહ ચુંથવાનો અધિકાર એનો હતો. એ ગયો. હવે હું ઇચ્છુ છું કે તું દેહ ચુંથવાના કામથી અળગો રહી તારા દીલની પવિત્રતા જાળવીશ."

"મારી પણ એ જ ઇચ્છા છે." કુમારે તરતજ સંમતી આપી.

હૃદય હૃદયને ઓળખી ચુક્યાં હતાં.

કુમાર પોતાની માગણી આમ તાત્કાલીક કબુલ કરી દેશે એવી કુંદનને આશા નહતી. કુંદનને લાગ્યું હતું કે મારે કુમારને ખુબ સમજાવો પડશે.

કુંદનથી બોલી જવાયું, "કુમાર, જયશ્રીએ તમને મહાન

બનાવ્યા છે, તો મહાન રહજો. કર્મયોગી બન્યા છો, તો હવે તપસ્વી બનજો."

× × × ×

કુમાર અને કુંદન, નરેન્દ્ર અને પ્રમીલા, મંગલા અને મેનકા કોઇ કોઇ વાર જેલમાં જયશ્રીની મુલાકાતે જાય છે. અને જયશ્રીને પ્રભુભકિતમાં લીન બનેલી જોઇ આનંદનાં આંસુ સારે છે.

જયશ્રી કંઇ વાતચીત કરતો નથી. બધાને નમીને મુંગાં વંદન કરે છે પણ કુંદન તરફ જોઇ તે એટલું જ બોલે છેઃ—

"ભાભી."



# લેભાગુઓથી સાવધાન રહો.

**અમદાવાદમાં ૩૫ થી વધુ વર્ષના બાહોશ અનુભવીની**
**ખાસ ચશ્માની દુકાન.**



અમારે ત્યાં આંખો સાયન્ટીફીક રીતે મફત તપાસી દરેક જાતના ઉંચા લેન્સીસ સાથે છેલ્લામાં છેલ્લી ઢબની સુંદર ફ્રેમોમાં ચશ્મા **ખાસ ઘટાડેલા ભાવથી** બનાવી આપવામાં આવે છે. તથા ડોક્ટરના પ્રીસ્ક્રીપશન પ્રમાણે ચશ્મા બનાવી આપવામાં આવે છે.

ઈન્સાનની નકલી આંખ ઘણીજ સફાઈથી બેસાડી આપવામાં આવે છે.

**એકજ મુલાકાતથી પુરતો સંતોષ થશે.**

## આંખને વાસ્તે અકસીર દવાઃ—

**એનોલઃ**—આંખમાં ફુલ, ખીલ, છારી, તથા પડું બંધાય આંખ ઉઘડતી ના હોય, વિગેરે માટે અકસીર દવા છે કિંમત રૂ. ૧) નાની બાટલી કિં. રૂ. ૦॥

**પર્લઃ**—આંખમાંથી ચીકણા વહેતા પાણી આંખો લાલ થવી, સુજવી, દુઃખવા આવવી, ઘણું વાંચવાથી આંખો થાકી જવી વિગેરે માટે અકસીર દવા છે. કિંમત રૂ. ૦॥। નાની શીશી રૂ. ૦।=.

**પેશોતન એમ. દસ્તુરની કંપની.**

**૩૦૯૨, ત્રણ દરવાજા પાસે, અમદાવાદ.**

હિન્દુસમાજ ખાતર માનવદયા ખાતર હિન્દુત્વ ખાતર

મદદ કરો! મદદ કરો! મદદ કરો!

# નડીઆદ—હિન્દુ

# અનાથાશ્રમ

(રજીસ્ટર્ડ)

સમાજે ત્યજેલા, નિરાધાર, રઝળતાં ગરીબ બાળકોને ઉછેરી, પાળીપોષી, મોટાં કરી, ઔદ્યોગિક તથા બીજી કેળવણી આપી, ઠેકાણે પાડવામાં આવે છે. અશકતોને પણ આશ્રય મળે છે.

યથાશકિત

મદદ

કરો.

દરેક પ્રકારનું દાન લેવાય છે અને દાનની પાવતી અપાય છે, રીપોર્ટ મંગાવો અને તમારો હાથ લંબાવો.

**લખો: મંત્રી અનાથાશ્રમ, નડીઆદ**

# જાહેર સુચના

આપવાનાં બે કારણો છે તે નીચે વાંચો નહિ વાંચો તો પસ્તાશો.

**વિરોધી**ઓ ખોટી બૂમ ઉરાડેલી કે વૈદરાજ નથી પણ હજી ૮૬ વરસની ઉંમરે રોજ વૈદ ધોળકેથી અમદાવાદ આવે છે. માટે જૂનો જોગી ને ઘરડો વૈદ એ કહેવતને અનુસરી રૂબરૂ નરનારીનાં હઠીલાં દરેક દરદો મટાડવામાં આવે છે.

દુકાન બદલી હમે તેજ લાઈનમાં નવા રોડ સામે દુકાન નંબર ૧૩૦૦ ની નીચે રાખી છે, માટે હવે નીચે મલવું.

## સ્રી રત્ન

સ્રીઓના તમામ દર્દો જેવાં કે ગર્ભાશયનાં તમામ દર્દો સુધારે છે. શરીરનો દુઃખાવો હાથ પગની કળતર, માથાનો દુઃખાવો. બરડાની ફાટ, કલેજાનો દુઃખાવો વિગેરે વિગેરે ઘણા રોગો માટે સ્રી રત્ન વાપરો.

ગોળી ૧૦૦ ડબીની કિં. રૂા. ૨-૮-૦

## સોમ રોગ શ્વેતપ્રદર અને સ્રીઓના ભયંકર રોગ માટે મળો.

સ્રીઓના બીજી જાતના પ્રદરને સોમ રોગ અથવા શ્વેત પ્રદર કહે છે, લોહી નળીમાં જેમ લોહી વહે છે, તેમ આ દરદમાં સફેદ અગર ચોળાવર્ણું લોહી વહ્યા કરે છે તેને કેટલીક સ્રીઓ ધાત જવી ( શરીર ધોવાવું ) પણ કહે છે. આ દર્દોથી શરીર નાકોવત બની જાય છે અને તેથી કેટલાએક ક્ષય જેવા શારીરિક રોગ થાય છે અને જેથી દેહ પડી જાય છે. ગમે તેવા દરદો માટે ઉપરની દવા વાપરો.

ડબી ૧ ની કિંમત રૂા. ૨-૮-૦